# પ્રિયવાદિની.

અંક ૧ લો.

લખનાર



નારાયણ હેમચંદ્ર.

---

અનુક્રમણિકા.



---

અમદાવાદ:

"ગુજરાત ગેઝેટ" પ્રેસમાં ચેતરામ હરીલાલે છાપ્યું,

સપ્ટેમ્બર. ૧૮૯૫

.સુચંદ્રનાં પુસ્તકો મળવ ... ઠકાણું.

વાચ... ધાદ-એન. એમ. એન્ડ કંપની, મુંબાઈ-કાલકાદેવી રો

## ...હેમચંદ્રે લંડનમાં લખેલાં પુસ્તકો.

૧ કાવ્ય ચર્ચા..............................૦-૬-૦
૨ નાટય ચર્ચા..............................૦-૬-૦
૩ સંગીત ચર્ચા..............................૦-૬-૦
૪ વિષવૃક્ષ ( „ )..........૦-૮-૦
૫ દુર્ગેશનન્દિની ( „ )..........૦-૮-૦
હૃદયવિકાસ..............................૦-૬-૦
વૈદ્ય કન્યા ( „ )..........૦-૬-૦
કુન્તલા ... ( „ )..........૦-૩-૦
માવશ્રી ..............................૦-૩-૦
ની માધવ..............................૦-૫-૦
રામચરિત્ર..............................૦-૬-૦
..............................૦-૩-૦
..............................૦-૩-૦
..............................૦-૮-૦
નરાઇ જતો પ્રેમ..............................૦-૪-૦
ધાર્મિક પુરુષો..............................૦-૪-૦
ઉદ્યોગી પુરુષો..............................૦-૪-૦
૮ સદ્વર્તનશાલિ પુરુષો..............................૦-૬-૦
સ્વદેશ પ્રેમી પુરુષો..............................૦-૬-૦
ડાકટર સામ્યુઅલ જૉનસનનું જીવન ચરિત્ર૦-૬-૦
થિયોડર પાર્કરનું જીવન ચરિત્ર..........૦-૮-૦
૨૨ જોન સ્ટુઅર્ટ મિલનું જીવન ચારત્ર...૦-૮-૦
૨૩ સર ચાર્લસ મેટકાફનું જીવન ચરિત્ર...૦-૮-૦
૨૪ ધર્મ વીર..............................૦-૪-૦
૨૫ કેશવ ચરિત્ર..............................૦-૮-૦
૨૬ આર્યજીવન ચરિત્રમાળા..............................૦-૮-૦
૨૭ બોધક ચરિત્ર..............................૦-૪-૦
૨૮ ફાધર ડામિયેનનું જીવન ચરિત્ર..........૦-૬-૦
૨૯ ઐતિહાસિક ચર્ચા..............................૦-૬-૦
૩૦ આપણા પૂર્વજો અને વેદના વારાનો હિંદુઓનો ઇતિહાસ.............. ૦-૬-૦
૩૧ પ્રાચીન ભારતનો મહિમા..............................૦-૮-૦
૩૨ હિંદુ ધર્મનો ઇતિહાસ..............................૦-૧૨-૦
૩૩ આર્ય ધર્મ નીતિ..............................૦-
૩૪ સ્ત્રીઓનાં સારાં કામ..............................૦-૪-
૩૫ હિંદુ સ્ત્રીઓનાં યશોગાન..............................૦-૪-
૩૬ સ્ત્રી હિત શિક્ષા..............................૦-૬-
૩૭ કેવી રીતે છોકરાંને સદ્ગુણનું અને મનનું શિક્ષણ આપવું.............. ૦-૪-
૩૮ સતી સ્ત્રીઓ..............................૦-૪-૦
૩૯ જનહિતકારિણી સ્ત્રીઓ..............................૦-૪-૦
૪૧ સદ્વર્તનશાળિ સ્ત્રીઓ..............................૦-૪-૦
૪૨ ધર્મ નીતિ..............................૦-૭-૦
૪૩ કર્તવ્ય કર્મ..............................૦-૬-૦
૪૪ ઉપનિષત્..............................૦-૬-૦
૪૫ જ્ઞાન વચન..............................૦-૨-૦
૪૬ સાધન બિંદુ..............................૦-૪-૦
૪૭ દર્શન શાસ્ત્ર સંબંધી ચર્ચા..............................૦-૩-૦
૪૮ વિવાહ તત્વ સિંધુ..............................૦-૪-૦
૪૯ કેવી રીતે વંશમાં સારાં છોકરાં ઉત્પન્ન કરવાં.............. ૦-૬-૦
૫૦ કેવી રીતે પોતાની ચઢતી કરવી......૦-૬-૦
૫૧ કેવી રીતે દેશની ચઢતી કરવી... ...૦-૬-૦
૫૨ અંગ્રેજો પાસેથી શીખવાના ગુણ......૦-૬-૦
૫૩ જીવજન્તુ અને વનસ્પતિની અજાયબી૦-૪-૦
૫૪ છોકરાંના સારાં કામ..............................૦-૬-૦
૫૫ સદ્વર્તનશાલિ બાળકો..............................૦-૬-૦
૫૬ શિક્ષણ ચર્ચા..............................૦-૬-૦
૫૭ કેવી રીતે પિતૃઓની જોડે વાતચીત કરવી૦-૬-૦
૫૮ ગદ્ય ચર્ચા..............................૦-૬-૦
૫૯ Saying of Sages..............1-0-0
૬૦ Light of India or Sita......0-6-0
૬૧ Noble Deeds of Men... .....0-6-
૬૨ Noble Deeds of Boys..........0-6-
૬૩ Noble Deeds of Women and Girls..............................0-6-

પ્રિયવાદિની

## માલતી.

### પ્રકરણ ૧ લું.

મોટા મેદાનમાં રેતાળની અંદરથી સુખમયી નદી વાંકીચુંકી વહેછે. તેના કિનારા ઉપર એક ઝુંપડી છે, ઝુંપડીની બેઉ બાજુએ માલતી વેલથી ઘેરાયલા ઝાડ છે, તેની નીચે બે જણાં બેસીને વાતો કરે છે. આકાશમાં ચંદ્રમા પ્રકાશે છે; ચોથનો ચંદ્રમા છે, નિરાશ હૃદયમાં ક્ષીણ આશાની પેઠે ગગનરૂપી આગણાના એક ખુણામાં ઝાંખી રોશની ફેલાવ્યાં છતાં જાણે તે કંઇજ કરતી ન હોય તે પ્રમાણે દેખાય છે, ચંચળ નદીને જરા ઉજ્વળ કરીને ખીલતા માલતી ફૂલોને વધારે ખીલાવીને માલતીના મુખપર તે ચંદ્રમા પડે છે. માલતી ચઉદ વર્ષની છોકરી છે, માલતી પ્રકાશવાળી પ્રતિમા છે, માલતી મૃદુ હાસ્યમયી પુષ્પની કળી છે. માલતીએ વાત કહેતાં કહેતાં એકવાર ચંદ્રમાની તરફ જોયું, એકવાર જ્યોત્સ્ના ધોત સુખમયીના તરંગ ઉચ્છવાસ તરફ જોયું, એકવાર સંઘાસમીરણમાં હલતી માલતી વેળમાંથી કેટલાક ફૂલ તોડી તેને જોતી જોતી કહેવા લાગી. " ભાઇ, હવે દશ દહાડાજ બાકી છે તે છતાં મારા મનમાં આવે છે કે હવે દિવસ પૂરા થશે નહિ."

જુવાનનું હર્ષોત્ફુલ્લ મુખ આ બોલવાથી વધારે પ્રફુલ્લ થયું, જરા લાલની રેખાથી રંગાયું, જુવાન જરા હસીને તેનો જવાબ આપ્યો. માલતી ગુલાબની કળીના પ્રમાણે મુખ હલાવીને હસતી હસતી પાછી બોલી, "ભાઇ, આપણે બે જણા સર્વદા આ ઝુંપડીમાં રહીએ છીએ, શોભના આવ્યાથી આપણામાં એક માણસ વધશે, તમે જ્યારે દિવસે કામપર જશો, ત્યારે હવે મને એકલું રહેવું પડશે નહિ." આવા માલતીનાં વચન સાંભળીને જુવાન હસીને બોલ્યો, "શું આ માટે માલતી તને આટલી ખુશી થાય છે ?"

માલતી જરા શરમાઇને બોલી, "ભાઇ, હું શોભનાને ઘણી ચાહું છું, તે તમે જાણતા નથી,"

જુવાને કહ્યું, "તેને નહિ જોતાં તેના ઉપર તારો પ્રેમ કેમ થયો ? શું તેને સ્વપ્નામાં દેખાવ આપ્યો કે જેથી તારો પ્રેમ તેના ઉપર થયો ?"

માલતી બોલી, "મેં તેને જોઇ નથી ખરી પણ તમારી પાસેથી તેની વાત સાંભળતાં સાંભળતાં મારો તેના ઉપર પ્રેમ થયો છે, તેને જોવાને માટે ઘણીજ આતુર છું. ભાઇ વિવાહની પહેલાં શું તેને એકવાર દેખાડશો નહિ ?"

જુવાને કહ્યું, "એ તો આ ગામમાં રહેતી નથી, તે છેટે રહે છે, તુ નાની છે. તેને ચાલતા કષ્ટ પડશે, જો તેમ ન હોત, તો હું શું તને તેની પાસે લઇ જાત નહિ ? શોભના પણ તને ઘણીવાર જોવાને ઇચ્છે છે."

માલતીએ પૂછ્યું, "ભાઈ, શું તે પણ મને ચાહેછે?"

જુવાનના જવાબની રાહ ન જોતાં પૂર્ણ ઉચ્છ્‌વાસથી છોકરીએ ફરી કહ્યું, "ભાઈ, તમારૂં [illegible] થશે તેથી મને કેટલો આનંદ થા[illegible] તે કહું. જ્યારે તમે ઘરમાં ન હશો, ત્યારે અ[illegible] બગીચામાં ફરીશું, તેને હું શણગારીશ, તમે આવશો, ત્યારે તેને જોઇને ખુશી હશો, અ[illegible] મળીને ઘણીક જાતની ગપ્પો તથા વાતો કહી[illegible]

જુવાને કહ્યું, "હું હમણાં જોઉ છું કે તેં હ[illegible] મનમાં ને મનમાં સર્વ કલ્પના કરી રાખી છે."

એકાએક આ વાત કરતાં કરતાં છોકરી મૂંગી [illegible] તેનું પ્રફુલ્લ મુખ વિષાદથી આચ્છન્ન થયું, જુવાન[illegible] બોલવાપર કંઈ ધ્યાન ન આપતાં તે એક લાંબા શ્વા[illegible] બહાર કહાડીને બોલી, "ભાઈ, આજે જો મા હોત તો આ લગ્નથી તેને કેટલી ખુશી થાત !"

જુવાન આ બોલવાથી દુઃખિત થયો, કંઈ વિચાર કરતાં કરતાં પોતાના મનથી કહેવા લાગ્યો, તો શું ? તે હોત તો શું આ લગ્ન થાત ?"

છોકરી આશ્ચર્ય પામી, છોકરી કૌતૂહળવાળી થઇને બોલી. "તે હોતતો આ લગ્ન કેમ વાત નહિ?"

જુવાન નિરતબ્ધ થયો, જુવાન ગંભીર બન્યો, આનો તેણે કંઇપણ જવાબ આપ્યો નહિ.

છોકરીએ ફરી પૂછ્યુ, "ભાઈ, મા હોત તો આ લગ્ન તેમ થાત નહિ ?"

જુવાન આસ્તે આસ્તે ધીરે ધીરે સ્થિર ગંભીરભાવથી બોલ્યો, "માલતિ, તુ હમણા મોટી થઇ છે, તને હવે બધી વાત સમજવાની શક્તિ આવી છે, આટલા દહાડા થયાં મેં તારી આગળ એક વાત છુપાવી છે. આજે તે કહું છું, માલતિ, તું મારી સગી બન-

હેન નથી."

માલતી સગી બહેન નથી! ત્યારે શું માલતીને આ સંસારમાં બીજું કોઇ નથી? જુવાનીમાં તે ફક્ત [illegible] બંધન—ફક્ત ભાઈ—તરીકે જાણતી હતી. જુવાન પણ તેનો ભાઈ નથી. માલતીના હૃદયમાં વજના જેવું આ બોલવું જણાય, જુવાને ફરી કહ્યું, "માલતિ, તું મારી માની એક સખીની છોકરી છે. જ્યારે તારી એક વર્ષની ઉમ્મર હતી, ત્યારે તારી વિધવા મા મરી જવાથી મારી માએ તેને પોતાની કન્યાની પેઠે પોષી—તે વેળાએ મારી ઉમ્મર સાત વર્ષની હતી, તેથી મને બધી વાત સારી પેઠે યાદ છે. માની મરજી હતી કે તારી જોડે મારો વિવાહ કરે, તેથીજ મનમાં આવે છે કે મા હોત, તો આ વિવાહ થવો મુશ્કેલ પડત."

આ બધું બોલવું માલતીના કાનમાં ગયું નહિ, તે ચારે બાજુએ અંધારૂં જોવા લાગી, તેની અસહ્ય [illegible]રી તેનું હૃદય ધ્રુજવા લાગ્યું—તે છતાં તેનું કા[illegible] પોતે કંઇ સમજી નહિ.

[illegible] ધારામાં પ્રકાશ તરીકે જાણતી હતી. બીજાં [illegible] હોવાને લીધે ભાઇને મેળવ્યાથી તેને બીજી [illegible] જાણાતી નહોતી—જેને તે પ્રાણના કરતાં વધારે ચાહતી હતી, તે તેનો ભાઇ નથી—તે કોઈ નથી તેની જોડે કંઇપણ સંબંધ નથી. [illegible]હવાનો પણ તેને અધિકાર નથી. આ દુનિ[illegible] માલતી અનાથ છોકરી છે, રમેશના જેવી સ્ને[illegible] સામગ્રી નથી. તેમાં તેનું જોર નથી, તેની કૃપા[illegible] આશ્રિત માત્ર છે કદાચ આ બધાં કારણથી [illegible]નું હૃદય વ્યથિત થયું, પણ આ બધી વાત તેના [illegible]નમાં આવી નહિ; શામાટે તેને દુઃખ, દુઃખની વાત [illegible]મેશ કહી, તે કંઇ સમજી નહિ, તોપણ અકા[illegible]ણથી એક મર્મભેદી તીવ્ર યાતનાથી તેનું હૃદય ચૂરે ચૂરા થવા લાગ્યું.

જોતાં જોતાંમાં ચોથનો ક્ષીણ ચંદ્રમા મેઘના આડમાં છુપાયો. તેની જોડે સર્વદા હસનારી માલતીનું હૃદય અંધકાર કરીને ચંદ્ર આજ અસ્તમિત થયો. શોક વિહ્વલ ચિત્તથી અજ્ઞાનના જેવી છોકરી મુંગી મુંગી રોવા લાગી.

રમેશે તેના મનનો ભાવ જાણ્યો, તેથી તે વ્યથિત થઇને બોલ્યો, "માલતિ, શા માટે રૂવે છે? મારી સગી બહેન નહોવા છતાં પણ તું મારી બહેન છે. હું સગો ભાઈ નથી તે છતાં હું તારો ભાઇ છું. કંઈ પણ સગપણ ન હોવા છતાં પણ આપણો ભા-

## આમંત્રણ પત્ર.

ગુજરાતી ભાષામાં સર્વોપયોગી વિષયોપર હલકી કીમતનાં લોકપસંદ પુસ્તકો [illegible] સ્વદેશીઓની નીતિ, રીતિ અને ધર્મ પ્રવૃત્તિમાં સમયાનુસાર સુધારો, વધારો થાય તેને માટે સ્વદેશ પ્રીતિના ભાવથી, તનમન અને ધનથી યથાશક્તિ યત્ન આદરી એમનામાં મારો આંતરિક ઉદ્દેશ શો છે તે સુજ્ઞ વાચકવર્ગના તેમ કોઇ પણ સંબંધે મારી રહેણી કરણીના જાણવાવાળા ગુર્જરબન્ધુઓના સમજવામાં આવી ગયો છે એમ અનેક કારણોથી હું અનુમાન કરી શકું છું; અને તેથી તે સંબંધે અત્રે મારી જાતે કાંઇ પણ વિશેષ વિવરણ કરવું તે સર્વથા અઘટિત ધારૂં છું. તોપણ પ્રસંગવશાત પોતાની કેટલીક વાત પોતેજ કહેવાની અગત્ય પડે છે. તેમ આ આમંત્રણ પત્રની યોજના કરવામાં મારા પુસ્તકો અને મારા વર્ત્તન સંબંધી બે બોલ મારે લખવા પડે છે, જેને માટે સારગ્રાહી ગુણજ્ઞ સજ્જનો મને અપવાદ નહિ લગાડતાં મારા આમંત્રણનો ઉદ્દેશ બરાબર લક્ષમાં લઇને સ્વદેશ સેવાના મારા ગુરૂતર કાર્યમાં યથાશક્તિ સહાયદાન કરી મને વિશેષ ઉત્સાહી કરશે તથા તે દ્વારા સ્વાર્થ અને પરમાર્થ ઉભયનું સાધન સાથે સાથેજ કરી લેશે, એવી હું આશા રાખું છું.

અત્યાર સુધીમાં મારા તરફથી ૧૧૫ નાનાં મોટાં પુસ્તકો થયાં છે. તેમનાં ૫૨ પુસ્તકો મેં આ દેશમાં રહીને પ્રથમ લખ્યાંતાં અને બાકીનાં મારી યુરોપ અમેરિકાની મુસાફરીની વેળાએ લાગટ ત્રણ વર્ષ સુધી લંડનમાંજ રહી, બ્રિટિશ મ્યુઝિયમ નામની જગત્ પ્રસિદ્ધ સર્વોત્કૃષ્ટ લાઇબ્રેરીમાંથી જોઇતાં સાધનો મેળવીને લખ્યાં છે. પ્રથમ પ્રગટ થયલાંમાંનાં માત્ર પાંચેક પુસ્તકોની આશરે પચીસથી પચાસ નકલો રહેલી છે. લંડનમાં રહી લખેલાંમાંના ૧૩ પુસ્તકો તો ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટીએ હસ્તલિખિતજ ખરીદી લેઇ પોતાના ખરચે છપાવ્યાં છે. તથા ત્રણ એવાં ઉપયોગી પુસ્તકો વડોદરા રાજ્યના દેશી કેળવણી ખાતાએ પોતાને ખરચે છપાવી તે દરેકની પાંચસો પાંચસો નકલો મને આપી છે. તેમજ મુંબઇના પ્રસિદ્ધ "ગુજરાતી" પત્રના ઉત્સાહી અધિપતિએ તથા મેસર્સ એન એમ.ની કંપનીવાળા બુકસેલરોએ ચાર ચોપડીઓ લેઇને છપાવી છે. તે શિવાયનાં બાકી રહેલાં મેં પોતે કાઠિયાવાડના કેટલાક વિદ્યાનુરાગી રાજા રાણાઓ તથા સદ્ગૃહસ્થોના ઉદાર આશ્રયથી છપાવી છે. આ સઘળી ચોપડીઓની વિગત વાર યાદી પાછળ આપી છે તે જુઓ.

લંડનના બ્રિટિશ મ્યુઝિયમમાં બેસીને પુસ્તકો લખવામાં જોઇતાં સાહિત્યોનો પૂરતો ભંડાર સહજ મળી શકનો હોવાથી થોડા વખતમાં ઘણું અને જેવું જોઇએ તેવું લખી શકાય છે. આ દેશમાં એવું કોઇ સ્થળ નથી, કે જ્યાં રહીને મારો ઉભરાતો ઉદ્દેશ યથા યોગ્ય ફળિભૂત કરી શકું. માટે એવો નિશ્ચય કર્યો છે કે ફરીથી ઇંગ્લંડ જવું અને બ્રિટિશ મ્યુઝિયમની મહાન્ પુસ્તકશાળાનો બને તેટલો લાભ લેઈ સ્વદેશ સેવાના જેને માટે મારૂં જીવિન મેં અર્પણ કર્યું છે તે કાર્ય સાધવું. પરંતુ આ વિચારની પાછળ એવો પણ વિચાર થાય છે કે, મે લંડનમાં રહીને લખ્યાં, પણ તે આ દેશમાં બરાબર છપાઇને પ્રચાર પામે નહિ, તો મારો શ્રમ મિથ્યા ગયા જેવું ગણાય કેમકે ત્યાં રહીને જે બધા પુસ્તકો હું લખું ને પાછળ પ્રકટ કરવાને માટે જોઇતી સહાયની વખતો વખત જરૂર પડે તે હું અત્રે હોઉ તોજ જુદે જુદે સ્થળે ફરી રૂબરૂમાં મળીને, મેળવવાનો પ્રયત્ન કરૂં. પણ વિલાયતમાં રહે રહે તેની બરાબર થવું અશકય જેવુંજ છે. માટે એવું ઠરાવ્યું છે કે, મારા તરફથી જે જે પુસ્તકો પ્રકટ થાય ને દરેકને માટે પૂરતાં **કાયમનાં ગ્રાહકો** પ્રથમથી નક્કી કરીનેજ પછી અહિંયા જવું. અને તેટલા માટેજ આ આમંત્રણ પત્ર પ્રકટ કરવાનો પ્રસંગ આવ્યો છે. એવી રીત કાયમના જેટલા ગ્રાહકો થશે તે દરેકના નામ મારા દરેક પુસ્તકની અંદર છપાશે. તે સાથે વળી એમને પોસ્ટેજ અને વેલ્યુપેએબલનો ખરચ પણ આપવો નહિ પડે. દરેક પુસ્તક છથી આઠ આના સુધીની કીંમતનું થશે. તેવા એક અથવા દોઢ રૂપિઆની કીંમતનાં બે ચાર પુસ્તકો તૈયાર થશે, એટલે વેલ્યુ-પેએબલથી એવા દરેક ગ્રાહકને મોકલાવીશું અને તેના તેમને કીંમત જેટલાજ પૈસા પોસ્ટમાં ભરવા પડશે

નવાં પુસ્તકો મુખ્યત્વે કરીને નીચેના વિષયોપર રચવા ધારેલા છે:—

જાત જાતની નવલકથા (વાર્તા) નાટકો અને નાટકોની વારતા, ઇતિહાસ, જીવનચરિત્રો, વિદ્યાના વિવિધ વિષયો, સ્ત્રી ઉપયોગી પુસ્તકો, બાલોપયોગી પુસ્તકો, ધર્મ અને નીતિ સંબંધ સદ્બોધપર ચર્ચા. ટૂંકામાં જેથી રમુજ જ્ઞાન, અને ઐહિક પારમાર્થિક શ્રેય સાધન થઇ શકે તેવાં ચિત્તાર્ષક પુસ્તકો.

કાયમના ગ્રાહકોના નામ નીચલે ઠેકાણે કાર્ડમાં લખી મોકલવા.

**અમદાવાદ** **નારાયણ હેમચંદ્ર.**
**મુંબાઇ** એન. એમ. એન્ડ કંપની. કાલકાદેવી રોડ.

...બ્યકાળનો ... પણ ઓછો થશે નહિ, એ હૃદયમાં કાયમ થઇ રહેલો છે. તું જાણે છે, માલતિ, મારી પોતાની સગી બહેન હોત, તો પણ હું તેને આના કરતાં વધારે ચાહત નહિ. આપણો આ પ્રેમ અકપટવાળો છે, વિશુદ્ધ છે, સ્વર્ગીય છે, એ દેવતાને પણ લલચાવે એવો છે !"

માલતીના આંસુ બંધ થયાં, માલતીની વિષાદમયી મૂર્તિ આ કહેવાથી પાછી પ્રફુલ્લ થઈ. જો તેઓમાં પહેલાની પ્રીતિ રહી, જો માલતી આગળની પેઠે હૃદય પૂર્વક ચાહવાને અધિકારી થઈ, તે છતા બીજું માલતી શું ચાહે. તેને હવે શું દુ:ખ?

---

## પ્રકરણ ૨ જું.

બે ત્રણ વર્ષ ચાલ્યા ગયા, ઘટના રૂપ
પ્રત્યેક માણસના જીવનમાં અંકિત રાખીને
ણ વર્ષ ચાલ્યા ગયા.

આજે રમેશની સુવાની ઓરડી
પાસે બેસીને શોભના પાન બનાવે છે, રમેશ
લા ઉપર પડીને સંસ્કૃત રત્નાવલી નાટક શોભ
વાંચી સંભળાવે છે. રમેશ ગંગારામ શાસ્ત્રીનો
છે. તેથી સંસ્કૃત જાણે છે. શોભનાએ પાન બનાવ
પછી શોભનાએ પોતાના હાથ પાણીથી ધોઇને સ્
મીની તરફ જોતી રત્નાવલી સાંભળવા લાગી. વાં
તાં વાચતાં રમેશે કહ્યું, "શોભના, આજે માલત
ક્યાં ગઇ છે? તે હજી સુધી રત્નાવલી સાંભળવા આ
વી નહિ."

શોભનાએ ધીરેથી એક નિસાસો નાંખ્યો, પછી તે ધીરે ધીરે બોલી, "શું હું તેને બોલાવી લાઉ!"

રમેશે કહ્યું, "તે કોઈ વખતે ફૂલ વીણે છે, કોઇ વેળાએ પક્ષીને બોલતાં શીખવે છે, કોઇ વખત નદીના કિનારે કોડી છીપો વીણે છે, તમે તેને ક્યાં શોધશો? તે પોતાની મેળે હમણાં આવશે."

જુવાન પાછો વાંચવા લાગ્યો,

**दुल्लहजण अणुवाओ लज्जा गुरुह परवसो अप्पा**
**पिअसहि त्रिसमं पेस्मं मरणं सरणं णवरि अमेक्कं।।**

વાંચીને તેનો અર્થ કહેતાં કહેતાં શોભનાની તરફ તેણે નજર કરી, જોયું કે શોભનાના પદ્માકાર સરખી આંખમાં આંસુ શોભે છે. જુવાન હસીને બોલ્યો, "શોભાના, આ કવિતા શું તમારા મનમાં આટલી

લાગી કે આંખમાં આંસુ આવ્યાં."

આથી શોભના ચકિત થઇને બોલી, "કેવી કવિતા?"

યુવકે જોયું કે શોભનાનું મન બીજી તરફ છે, શોભના વિચારમાં મગ્ન છે. શોભના કવિતા સાંભળીને રોઈ નહોતી. જુવાનથી હવે વંચાયું નહિ. ચોપડી એક કોરે મૂકીને શોભનાને પોતાની તરફ ખેંચીને બોલ્યો, "શોભના, તમારૂં પહેલાંનું હસવું હવે ક્યાં ગયું? જ્યારે હું વિવાહની પહેલાં તમારે ઘેર આવતો હતો, ત્યારે તમારો ખુશીના ચહેરો જોતો હતો. આજ કાલ તમારો તે ભાવ કેમ જોતો નથી? તમને સર્વદા ઘણું કરીને ખેદિત જોઉં છું. પૂછું છું, તો તેનો જવાબ મળતો નથી; શોભના, મારી જોડે લગ્ન કરીને શું તમને પ્રશ્ચાતાપ થાય છે?"

શોભનાની આંખમાંથી આંસુની ધારા વહેવા માં-
ગદ્દગદ્ કંઠથી બોલી, "સર્વસ્વધન! તમને વિ-
પ્રશ્ચાતાપ! તમારી જોડે નિરંતર નરકમાં
ગ મને પ્રશ્ચાતાપ થશે નહિ. તમારી
પણ મારે સ્વર્ગ, તમારી સાથે લગ્ન
શ્ચાતાપ! પણ—"

જુવાને કહ્યું, "પણ શું શોભના કહે. તમારો
ા ભાવ જોઇને મને મોટું દુઃખ થાય છે તે તમે
સમજો—" શોભનાના હૃદયમાં આ કહેવું પ્રવેશ
,, શોભના દુઃખિત થઇને બોલી "નાથ—મને શું
ું છે તે હું જાણતી નથી, મારા મનમાં આવે છે
મને તમે વિવાહ કરીને તમને પ્રશ્ચાતાપ થાય છે."

જુવાને પૂછ્યું, "તે કેમ શોભના? શું મેં કોઈ
ામથી, કોઈ વાતથી કે કોઈ ભાવથી આવો સંસ્કાર
આપ્યો છે કે શોભના?"

શોભના માથું નીચે ઘાલીને ધીરે ધીરે બોલવા લાગી, "નાથ, મારામાં શા ગુણ છે કે મારી જોડે લગ્ન કરીને સુખી થાઓ? મારામાં એવું રૂપ નથી કે તે જોવાથી પ્રેમ થાય, મારામાં એવા ગુણ નથી જેનાથી રૂપની ખોટ હોવા છતાં પણ તમારા હૃદયને મુગ્ધ કરૂં, મારામાં વિદ્યા નથી કે મારી જોડે વાતચીત કરીને તમે સુખી થાઓ, હું મૂર્ખ છું, વાંચવા લખવાની વાતમાં તમારી જોડે સામેલ થઇ શકતી નથી, ટૂંકામાં સર્વ પ્રકારે તમે મારી પાસેથી પ્રતિધ્વનિ મેળવી શકતા નથી, એવી બુદ્ધિ પણ નથી કે જલદીથી ભણીને તમને સંતુષ્ટ કરૂં, એક વાતથી પણ મારેથી તમારા સર્વ પ્રકારની ખોટ પૂર્ણ થઇ શકતી નથી. એટલુંજ નહિ પણ તમે ગાયન સાંભળવા ઘ-

ણા ઇચ્છોછો.. દુર્ભાગ્યથી તે પણ મને આવડતું નથી; ત્યારે શા માટે તમે મને ચાહો? રૂપમાં, ગુણમાં વિધાબુદ્ધિમાં તમારી બરાબર થવું તો એક બાજુએ રહ્યું પણ કોઈ પણ પ્રકારે હું તમારા પગની આગળ પહોંચી શકતી નથી, હું મારી પોતાની અયોગ્યતા દરેક પગલે અનુભવુંછું. પહેલાં હું ધારતી હતી કે રૂપ ગુણ નથી તે છતાં હું મારો આ અસીમ પ્રેમ તો આપીશ, પણ હમણાં તે પણ ધારી શકતી નથી.—"

રમેશે બધું મૂગે મોંએ સાંભળ્યું, શોભનાનું બોલવું પૂરૂં થયું એટલે તે જરા હસીને બોલ્યો, "શોભના, કોણ કહે છે કે વિદ્યાબુદ્ધિમાં તમે મારા બરાબરીઆ નથી. કેટલા માણસો આજે આ વિષયમાં તમારા જેવું ભાષણ આપી શકે? વળી તમારા રૂપનો વિચાર કરનાર તમે નથી, તે પણ હું છું. એજ જો તમારૂં દુઃખનું કારણ હોય, તો હું ખાતરીથી કહુંછું કે તમારૂં દુઃખ વગર પાયાનું છે. શોભ મશ્કરી કરતો નથી, કોઈ દેવી તમારા ... તી છે કે નહિ તે તો હું જાણતો નથી, વળી તોપણ હું કોઇ સ્વર્ગીય દેવીની જોડે ને ઈચ્છતો નથી. તમે મારા હૃદય છો, મારૂ મારા દેવતા છો, તમે મારા કોઇ નથી એવું ... શકતો નથી. તમે મારા સર્વસ્વ છો. તમને મેળ... શોભના શું હું સુખી નથી? તમે મારી સુખની ...તિમા છો."

શોભનાના મોંમાંથી ખુશીને મારે કંઇ પણ વા... નીકળ્યાં નહિ. શોભનાની ત્યારે શું બધી કલ્પના... માત્ર હતી, સર્વ ભ્રમ હતો? શોભના સ્વામીના ચરણમાં માથું મૂકીને બોલી, "હું પાપયણ છું, નરકમા પણ મને જગા મળશે નહિ. તેથીજ તમારા જેવા સ્નેહમય સ્વામીના પ્રત્યે સંદેહ કર્યો છે. મને શું કર્યાથી પ્રાયશ્ચિત મળશે તે જાણતી નથી. પણ જ્યારે આજે મનને ઉઘાડવા બેઠીછું, ત્યારે આજે સ્પષ્ટ રીતે મારૂં હૃદય ઉઘાડીશ. હું નરકની યાતના મૂંગી મૂંગી સહન કરતી આવીછું, તે આજે તમારી પાસે ઉઘાડીશ; જો મારા અપરાધની કંઇ માફી ન હોય, તો તમે તેની રજા આપજો, તમારા હાથમાં મારૂં જીવન મૃત્યુ આધાર રાખે છે. નાથ, મારા હૃદયમાં દાવાનળ સળગે છે, તમારા જેવો દેવતા, તમારા જેવો સ્વામી મેળવીને પણ મારા પોતાના મનના પ્રતાપથી હું સુખી થઇ શકી નહિ. હૃદયધન મારા મનમાં આવે છે કે તમે હવે મને ચાહતા નથી પણ તમે માલતીને—" શોભનાના મુખથી બીજાં વાક્ય નિકલ્યાં નહિ, શરમ-

થી, અનુતાપથી, કષ્ટથી ને મુંગી રહી.

જુવાન તેની વાતથી આશ્ચર્ય પામ્યો. તેનો સંપૂર્ણ મનનો ભાવ સમજ્યો નહિ, ધીરે ધીરે તેને ઉપાડીને બોલ્યો, "શોભના, તમે શું કહ્યું! માલતાને શું?"

શોભના અચકાતી અચકાતી બોલી, "ચાહોછો."

જુવાન વિસ્મિત નેત્રથી બોલ્યો, "માલતીને ચાહું છું એ શું તેનો મર્મ છે? માલતી મારી બહેન ન હોવા છતાં પણ તે મારી બહેન છે. તેને તો હું નાનપણથી ચાહું છું."

આથી શોભનાને કંઇ કહેવાની શક્તિ ઉત્પન્ન થઈ, દૃઢતાના સ્વરથી તે બોલી, "એ હું ચાહવાની વાત કહેતી નથી. મારાથી પણ ચાહોછો, એ પ્રેમનું ચાહવું છે."

"પ્રેમનું ચાહવું!" જુવાન અવાક થયો, જુવાને ત્યારે શોભનાનું મન જાણ્યું, તેના દુઃખની અંદર હસવું પણ આવ્યું, તેથી બોલ્યો, "શોભના ન, તો હું શું માલતીની જોડે પરણત હોત, તો હું તમારી જોડે કેમ વિવાહ

...ભના બોલી, "જ્યારે લગ્ન કર્યું હતું, ત્યારે તમારૂં મન જાણતા નહોતા."

...વાને કહ્યું, "જો તે વેળાએ નહિ સમજ્યો હોઉં, ...હમણાં પણ સમજતો નથી—હું તેને જેમ પહેલાં ...હાતો હતો તેમ હમણાં તેના કરતા વધારે ચાહુંછું ...રી તે સમજવાને સમર્થ થતો નથી; એ ચાહું ...શુદ્ધ બહેનનો સ્નેહ છે, એ પ્રેમીનું ચહાવું નથી,"

શોભાના બોલી, "જ્યારે પ્રેમ હળવે હળવે હૃદયને અધિકાર કરે છે, ત્યારે તે પોતે સમજી શકતો નથી—તમારૂં હૃદય તમે જે ન સમજો, હું તે સમજી શકું છું." આ શોભનાના સંદેહથી જુવાનના મનમાં મોટો ધક્કો લાગ્યો, શી રીતે તે દૂર થાય તેનો વિચાર ન કરતાં તે બોલ્યો, "મારા કિયા આચરણથી તમારી આવી ધારણા ઉત્પન્ન થઈ તે કહો."

શોભનાએ કહ્યું, "તમારી બધી વાતચીતથી; તમામ ભાવથી, સર્વ જાતના આચરણથી તમારા મનનો ઈરાદો જાહેર થાય છે, પ્રેમમાં હરકત ન પહોચ્યાથી ઘણીક વેળાએ તે પૂર્ણતા મેળવી શકતો નથી; કદાચ નાનપણથી તમારો જે અંકુર ઉત્પન્ન થયો હશે, તે તમે તે વેળાએ પ્રેમ તરીકે સમજ્યા નહિ હશે, તેથી મને ચાહીને પ્રેમ ધારતા હશો; પણ હમણાં જોઉંછું માલતીનેજ તમે ચાહોછો."

જુવાન જરા ગુસ્સે થઇને બોલ્યો, "શોભના, પ્રે-

મમાં અડચણ ન પહોંચ્યાથી તે પાકનો નથી. એ ઘણાકો કહે છે ખરા, તમે પણ કહોછો પણ માલતીને ચાહું શી હરકત મેળવીને આજે તે પૂર્ણત મેળવ્યો છે?"

શોભના બોલી, "મને વિવાહ કરીને હુંજ તમને હરકત થઇ પડીછું."

આમ કહેતાં કહેતાં શોભનાને દુઃખ થવાથી તેનું બોલવું બંધ થયું. જે દુઃખ આગલા દહાડા સુધી હૃદયમાં છુપાવી રાખ્યું હતું, તે ઉછળીને આંખમાં આવીને નીકળ્યું, ઘણી મુશ્કેલીથી આંખના આંસુ રોકીને શોભના પાછી બોલવા માગી. "નાથ, હુંજ તમારી હરકત થઇ પડીછું. જ્યારે આપણા લગ્ન થયા નહોતા, ત્યારે માલતીના શિવાય તમારૂં બીજું કોઇ નહોતું ; માલતીને લઇને આખો દહાડો વાતો કર્યાથી, તમામો કર્યાથી કોઇ જોનારૂં નહોતું તે વેળાએ વગર હરકતે મન ખોલીને તમે તેને સ્નેહ કરીતા હતા, મનને ભરીને તેને ચાહી શકતા તેમાં તમને સંકુચિત થવાનું કંઇ કારણ થી તે વેળાએ તે પ્રેમ પાકયો નહોતો, વ મ તરીકે જાણતા નહોતા પણ હમણા સર્વ ઇચ્છા થયા છતાં પણ માલતીની જોડે મન એ વાતચીત કરી શકતા નથી, હમણાં અનિચ્છા છતાં પણ તમને મારી જોડે રહેવું પડે છે, મેંજ મારૂં બાલ્યસુખ ભાંગ્યું છે, મેંજ તમારા પ્રેમમાં હરકત નાંખીને તે પ્રેમરૂપમાં આણ્યો છે."

શોભનાની યુક્તિ સાંભળીને તે કષ્ટમાં પણ તેને હસવું આવ્યું, હસીને બોલ્યો, "શોભના, તમે કોઇ દહાડો ન્યાયપંચાનનની જોડે તર્ક કરવામાં જય મેળવશો, તેમાં મને મોટો સંદેહ થતો નથી, પણ પંડિતજી હવે શું તમારી બધી યુક્તિ પૂરી થઈ ! શું હજી પણ કંઇ બાકી છે કે ?"

શોભનાના મોંપર જરા હસવાની રેખા જણાઇ પણ તે જોતાં જોતાંમાં જતી રહી, વિષાદ ગંભીર ભાવથી શોભના બોલી, "નાથ, હમશોના, જો તમે મને સમજાવી શકો કે એ પ્રેમ નથી, જો હમારી ખાતરી થાય કે તમે મારાજ છો, તો હું બીજું શું ચાહું ? તો મારા જેવી બીજી સુખી કોણ હોય ! મારા હૃદયમાં જે આગ બળે છે તે તમે શીરીતે જાણી શકો : એ મારૂં જપ, તપ, એ મારૂં ધ્યાન થયું છે, આખો દહાડો અને આખી રાત તેનોજ વિચાર કરૂંછું, એને લઇને મનમાંને મનમાં કોઇ વખતે અંદેહ કોઇ વખતે વિશ્વાસથી વિચલિત થાઉંછું; મા.

## ENGLISH COMPILATIONS B' NARAYAN HAMCHANDRA.

## NOBLE DEEDS OF MEN.

Being a collection of short incidents in real life of men of various professions and positions.

Inculcating self-sacrifice, love, humanity, simplicity and many other great & small virtues.

PRICE ANNAS 6. POSTAGE 1 ANNA.

## NOBLE DEEDS OF BOYS.

Being a collection of short incidents in real life of Boys who have shewn extraordinary.

for parents, sense of duty, truth-·s and many other virtues.

E ANNAS 6. POSTAGE 1 ANNA.

## OBLE DEEDS OF WOMEN & GIRLS.

ontaining examples of women & Girls who have sheven various excellent traints of character.

PRICE ANNAS 6. POSTAGE 1 ANNA.

The above three books are bound together and published under the title of

**"SPECIMENS OF VIRTUE."**

PRICE Re. 1-0-0. POSTAGE 0-2-0.

### OPINIONS ON "SPECIMENS OF VIRTUE."

It has been a pleasure in looking over the two dainty little works you sent me "Specimens of Virtue" and "Sayings of Sages" to find in them so much sound instruction. The former of the two seems to me specially suited for family reading and for use in Anglo-Vernacular Schools. No inginious youth could reads ome of the short stoires it contains without feeling prompted to higher aspirations and noble effort towards the good & the true. It is a book I should like to see in the hand of every boy learning English in this country."

Geo. P. TAYLOR.

The "Specimens of Virtue" You have put together to such advantage deserves to be placed in the hands of every student who can read English. Ther is no more patriotic work that I can see. Pray accept my thanks for the copy sent and send me 2 copies more by V. P.

B. M. MALBARI.

## SAYINGS OF SAGES.

Being a collection of various precepts from Hindu Sacred Books with introduction by Narsingrao Bholanath Divatia B.A.C.S.

Price Re. 1-0-0. Postage 0-2-0.

## LIGHT OF INDIA OR SITA.

Character of the heroine of the great Hindu epic Râmâyana.

Described in verse From various sources.

Price Re. 1-0-0. Postage 0-2-0.

All the above books to be had from Narayan Hemchandra. Ahmedabad.

N. M. & Co.

Bombay. Kalbadevi Road.

રી પાસે એવી યુક્તિની ખોટ નથી. આ વાતનો વિચાર કરી કરીને હું હમણાં ગાંડી થઇ નથી એજ આશ્ચર્ય છે. "

જુવાને કહ્યું, " શોભના હું હવે સાંભળી શકતો નથી, જેને જોઇને આજે પણ મારી આશા પૂર્ણ થતી નથી, જેને પ્રેમ કરીને હજી પણ મારી પરિતૃપ્તિ થતી નથી, જેથી મારૂં આખું હૃદય પૂર્ણ છે, તેના મોંએ આવો અવિશ્વાસ નીકળવો એ સહન થતો નથી, એના કરતાં વજ્ર પણ મને વધારે લાગત નહિ."

વિજળી પ્રેઠે વાકયો શોભનાનાં હૃદયમાં ખુચ્યાં, સ્વામીના પગ પકડીને શોભના બોલી, " નાથ, મારા આ પાપનું શું પાયશ્ચિત કરશો ? હું રહીશ, તો તમને સુખ મળનાર નથી. આજધન્ય ધિક્કારવાળું મન રહેશે, ત્યાં સુધી કોઇને પણ સુખ થશે નહિ, મને મરવા દો, હું આ પ્રાણ અર્પીને મારા પાપનું પાયશ્ચિત કરીશ."

જુવાન શોભાને હજી પણ હૃદયમાં કયાં રાખે તે શોધતા મેળવી શકતો નહોતો, હજીપણ તેના પ્રેમનો ઉચ્છ્વાસ કોઇરીતે ઓછો થયો નહોતો, શોભનાની વાતથી તેનું મન પીગળી ગયું, તેણે આંસુ લોહીને કહ્યું, " શોભના, જે મેં કહ્યું તેને માટે કંઇ મનમાં લાવતી ના, તીવ્ર કષ્ટથી જે બહાર નીકળ્યું છે. તમે હૃદય ખોલીને કહ્યું છે તે ઠીક કહ્યું, તેમાં કષ્ટમાં પણ હું સુખ અનુભવું છે. તમને બીજું જે કઇ કહેવાનું હોય તે ખુલેખુલ્લું કહો, કંઇ પણ છુપાવશો ના." શોભાના બોલી, "આજે જયારે મન ઉઘાડયું છે, ત્યારે કંઇ પણ છુપાવીશ નહિ, તેનાથી મારા નસીબમાં ગમે તે થાઓ તે હું વગર આનાકાનીથી સહન કરીશ, મેં કહેવાનો સંકલ્પ કર્યો છે, તે બધું સાંભળીને પાપીયણને પછી ચરણમાં જગા આપો તો ઠીક, નહિ તો મરવામાં મને કંઇ પણ ભય નથી. પુષ્કળવાર રાત્રે અને દહાડે મેં મરવાની ઇચ્છા કરી છે, તે ઇશ્વર જાણે છે." આવું કહીને શોભાનાએ આંખનાં આંસુ લુછયાં, જુવાન વ્યથિત ચિત્તવાળો થઇને તેની વાત સાંભળવાની રાહ જોવા લાગ્યો.

શોભનાએ પોતાને સાવચેત કરીને પાછી તે કહેવા લાગી, " નવા વિવાહના પછી તમે સાંઝે ઘરમાં આવીને મને જોવામાટે જેવા આતુર થતા હતા. તેવા હમણાં તમને કેમ જોતી નથી ? હમણાં તેને બદલે કોને સાંઝે નહિ જોયાથી વ્યાકુલ થાઓ છો ? વળી કોને જોયાથી ઐહિત સુખ સ્વર્ગીય પ્રફુલ્લતાનો ભાવ આવે છે ? ઘણી વખતે તમારી તે છબી આલેખવાને માટે મને ચિત્રકર થવાની ઇચ્છા ઉત્પન્ન થઇ છે, તેમ જો થઇ હોત તો હું તમને તે ચિતારાઇ.. દેખાડી શકત, પણ ચિતરી શકી નહિ, તમારી તે છબી મારા મનમાં અંકિત થયલી છે. માલતીની જોડે વાતચીત કરતાં કરતાં કેવા ભાવથી વિહ્વલ થઇ પડો છો તે કહીને સમજાવી શકતી નથી. તમારી દરેક વાતમાં, દરેક વ્યવહારમાં, પ્રત્યેક ભાવમાં માલતીના ઉપર તમારો પ્રેમ મને દેખાડીને, મને જીવતી બાળે છે. દરેક પગલે હું સમજી શકું છું કે માલતી અને હું તમારી પાસે કેટલા જૂદા છે. મારી પાસે તમારૂં પહેલાનું મનનું હર્ષનું હસવું વિકાસ પામતું હતું, મારી આગળ તમે પોતાને ભુલાવતા નથી, માલતી ન હોવાથી તમે મુમૂર્ષુ થઇ જાઓ છો. "

જુવાને કહ્યુ. " માલતીને જોયાથી મને સારૂં લાગે છે, માલતીને હું ચાહું છું તે તમારી પાસે કદીપણ અસ્વીકાર કરતો નથી, કદી પણ કહીશ નહિ, પણ તમે તમારી પોતાની કલ્પનાથી સ્નેહથી તેને જેવી ઉંચે ચઢાવો છો, તેમાં કંઇ પણ તે નથી. તમને શીરીતે સમજાવું તે હું કંઇ પણ ધારી શકતો નથી, જો વિશ્વાસ રાખો.—"

સ્વામીને છેલ્લું વાકય પૂરૂં નહિ કરાવતા શો બોલી, "એક વાત તમને મેં કહી નથી, તે પણ પાવીશ નહિ, માલતીના વિવાહનો સંબંધ થયો, તેમાં બહાના કાઢીને હજી પણ તેને પરણાવી નહિ! એ પણ મને સંદેહ વધવાનું કારણ થયું છે."

જુવાન આશ્ચર્ય બનીને બોલ્યો, "તે શું! માલતી જેને પરણવા ઇચ્છે છે, તેનો સંબંધ થયા પછી તે પરદેશમાં કામને માટે ગયો છે, બે ત્રણ વર્ષ થયા હજી તે આવ્યો નથી, આવે એટલે વિવાહ થશે, માલતીની ઇચ્છાથી બીજાની સાથે વિવાહ કરવાની ઇચ્છા કરી નહિ તેથી શું તેમાં પણ તમે પ્રેમ જોયો? ઇર્ષા માણસને કેવો આંધળો કરે છે!"

શોભના શરમાઇ ગઇ, પોતાની ભૂલ પોતે જોઇ, જુવાને ફરી કહ્યું, "શોભના! તમે આવો વિચાર કરીને પોતે પોતાનું ખરાબ અસુખનું કારણ થાઓ ના. મને પણ હવે આવી રીતે જખમી કરશો ના, કહો—હું શું કરૂં કે જેથી તમારો અવિશ્વાસ દૂર થાય? જે કરવા કહો તે હું હમણાં કરૂં. પવિત્ર પ્રેમના સોગન ખાઇને કહું છું કે તમારા શિવાય હું બીજા કોઇને પણ જાણતો નથી. શોભના, હું માલતીને છોડીને સર્વદા રહી શકું છું, પણ એક પળ પણ તમને ન જોઉતો મને

દુઃખ થાય છે. જ્યાં સુધી હું બહારના કામકાજમાં રહું છું, ત્યાં સુધી શું કોઈની વાત મનમાં જાગ્રત રહે ? તેને માટે વ્યાકુલ ભાવથી બધાં કામ વિસરી જાઉં છું ? કોની છબી મનના એકાંત ઓરડામાં ધ્યાનમાં જોઇને પાછું મનમાં બળ પામું છું ? શોભના શોભના ! તમે હવે મને અવિશ્વાસ કરીને જખમ આપશો ના. શોભના, મારા હૃદયને આવા નિર્દય ભાવથી હવે ચીરસો ના."

મનની વ્યાકુલતાથી જુવાને તેના ચરણ પર હાથ મૂકયા તેથી શોભના ચમકીને તેના હાથ પોતાનાં પગ ઉપરથી લઇને છાતીપર મૂકયા, પૃથ્વી તેની આખમાં ફરવા લાગી, તેને બધું સ્વપ્ના જેવું ભાસવા લાગ્યું. શોભનાએ પોતાના જેવી જગતમાં બીજા કોઇને પણ સુખી જોઈ નહિ, શોભના સમજી કે મારી ધિક્કાર ભરેલી કલ્પનાના પ્રતાપથીજ ખોટા દોષથી સ્વામીને દોષી કર્યા છે. શોભનાનું હૃદય અનુતાપથી પૂર્ણ થયું. સ્વામીની છાતીપર મોં મૂકીને શોભના રોવા લાગી, મનમાં ક્ષમાની પ્રાર્થના કરી, પણ કહેવામાં હિમ્મતવાન થઈ નહિ. જુવાને તેના મનનો ભાવ તણ્યો, જાણ્યું કે તેનો બધો સંદેહ દૂર થયો છે, હવે બાવો ભાવ તેના મનમાં આવશે નહિ. તેથી સુખાભિભૂત થઇને બેઉ જણા મૂંગાં બેસી રહ્યાં.

એટલામાં માલતી એકદમ ઓરડામાં આવી, હસીને એક ગુલાબનું ફૂલ જુવાનના હાથમાં આપીને બોલી, "જુઓ, જુઓ, આજે તમારે માટે કેવી એક નવી વસ્તુ લાવી છું, મારા પેલા સૂકાં ગુલાબના ગડપર આજે નવું ફૂલ ખીલ્યું છે."

પેલો શોકાતુર ઓરડો માલતીના હર્ષોચ્છવાથી ઉચ્છવસિત થયો. માલતીના અજ્ઞાન–સરળ હર્ષના ભાવથી જુવાનની આંખમાં ઝળઝળીઆ આવ્યાં. માલતી છોકરી તેમાંનું કંઈ જાણતી નહોતી, તેને લઇનેજ તેના ભાઇને જેટલી વિપત્તિ છે, તેને ચાહે છે તેથીજ સમાજ રમેશ અસુખી છે, રમેશ શોભના અસુખીછે, તેને માટેજ તેઓને આટલી વેદના છે.' જુવાને તે સરળ બાલિકાની તરફ જોઇને હર્ષ–વિષાદ ભાવથી જરા હસીને ગુલાબ ફૂલ લઇને સુગંધવા લાગ્યો.

પાછી આગ સળગી, શોભનાએ તે હસવું જોયું, તે હવે પોતાનો સંકલ્પ સ્થિર રાખી શકી નહિ. મનુષ્ય આત્મ વિરોધી અસ્થિર મનનો છે. થોડી પળની આગમજ શોભનાએ ધાર્યું હતુ કે મારા મનમાં હવે આવા સંદેહને કદીપણ જગા મળશે નહિ, પણ શામાટે તે પાછો આવ્યો તે પોતે સમજી નહિ. રમેશની ઘણીવા-

## નારાયણ હેમચંદ્રનાં નવાં સ્ત્રી ઉપયોગી પુસ્તકો.

**જનહિતકારિણી સ્ત્રીઓ**—જેમાં યુરોપ અમેરિકાની લોકનું ભલું કરનારી બાઈઓના રસમય ટૂંકા ટૂંકા જીવન ચરિત્રો આપ્યો છે. કીંમત ચાર આના પોસ્ટેજ અડધો આનો.

**સદ્વર્ત્તનશાલિ સ્ત્રીઓ**—જેમાં આપણા દેશની તેમજ યુરોપ અમેરિકાની સદ્વર્ત્તનશાલિ સ્ત્રીઓનાં જીવન ચરિત્રો આપ્યા છે. કીંમત ચાર આના પોસ્ટેજ ०।। આનો.

**સીતાચરિત**—જેમાં શ્રીરામચંદ્રની પત્નીનું રસમય ચરિત્ર આપ્યું છે. કીંમત ચાર આના ટપાલ ०।। આનો.

**સીતા વનવાસ**—(આવૃત્તિ બીજી) તે પુસ્તકમાં સીતા રાજગાદી ઉપર બેઠા પછી ફરીથી રામચંદ્રે વનવાસ આપ્યો તેનું વર્ણન છે. તેની પહેલી આવૃત્તિ ફક્ત બે મહીનામાં ખપી ગઇ હતી, કીંમત ૪ આના ટપાલ ०।। આનો.

**ભરતપ્રભા (સીતા)**—આ પુસ્તક સીતાચરિત અને સીતાવનવાસ ભેગા બંધાવ્યા છે. તેમાં સીતાનું પૂરૂં જીવન ચરિત છે. કીંમત ૮ આના પોસ્ટેજ ૧ આનો.

**સતી સ્ત્રીઓ**—આ પુસ્તકમાં આપણા દેશની તેમજ યુરોપની સતી સ્ત્રીઓના જીવન ચરિત્રો છે. કીંમત ૪ આના. પોસ્ટેજ ૧ આનો.

**સ્ત્રીઓનાં સારાં કામ**—આ પુસ્તકમાં નાના નાના જીવન ચરિત્રો આપ્યાં છે, જેમાં કેટલીક પરોપકારી, કર્તવ્યપરાયણ સ્વદેશહિતવાદી, પ્રમાણિક વગેરે સ્ત્રીઓના ટૂંકા જીવન ચરિત્રો છે. કીંમત ૪ આના. ટપાલ ०।। આનો.

**હિંદુ સ્ત્રીઓનાં યશોગાન**—જેમાં આપણી પ્રાચીન સ્ત્રીઓનાં ટૂંકા જીવન ચરિત વેદ, ઉપનિષદ્ પુરાણ વગેરેમાંથી સંગ્રહ કરીને પ્રકટ કર્યાં છે. કીંમત ૪ આના. ટપાલ ०।। આનો.

**સ્વદેશ પ્રેમી સ્ત્રીઓ**—જેમાં સ્વદેશ પ્રેમી સ્ત્રીઓના જીવન ચરિત છે. જેને પોતાના દેશને માટે ઘણી લડાઇઓ કરીને પોતાના દેશની સ્વતંત્રતા સાચવવામાં જે કંઇ કષ્ટ વેઠયા છે તેનું વર્ણન છે. કીંમત ૪ આના. ટપાલ ०।। આનો.

**સ્ત્રી હિત શિક્ષા**—જેમાં સ્ત્રીઓના કર્ત્તવ્ય સંબંધી વિષય લખ્યા છે. સ્ત્રીઓએ કેવી રીતે પોતાના ઘરની, છોકરાંની સંભાળ લેવી તેનું વર્ણન કર્યું છે. કીં-

તથી જે ફળ ફળ્યું હતું, રમેશના જરા હસવાથી તે ઉડી ગયું. એવું પ્રેમમય, એવું સ્વપ્નમય—હસવું રમેશના મુખમાં શોભનાએ કદીપણ જોયું નહોતું. રમેશ ખરેખર પોતાનું મન સમજતો નથી,—નહિ તો આવું હસવું તે કેમ હસ ? કોઈ વખતે તો શોભનાના કપાળમાં તે બન્યુ નથી; એવું મધુર હસવું—એવું પ્રેમમાં જડેલું, આદરથી સુમાર્જિત પ્રેમમાં સુરંજિત હસવું તો શોભનાના કપાળમાં કદી આવ્યું નથી. શું રમેશ શોભનાને આટલીવાર થયા છલના કરીને ભૂલાવતો હતો ? નહિ, તેમ, નહોતુ, રમેશ પોતાના મનનો ભાવ પોતે સમજતો નહોતો. રમેશ, ખરેખર શું તમે હવે શોભનાનો નથી ? ખરેખર શું તમે માલતીના છો ? રમેશનું તે હસવું શોભનાના મનમાં જાગવા લાગ્યું, તેના હૃદયમાં પાછી વજ્રાગ્નિ સળગી ઉઠયો.

## પ્રકરણ ૩ જું.

તે દહાડેથી શોભનાને સેંકડો જાતના દુઃખ થવા છતાં પણ તે કહેતી નહોતી. કોઇ વખતે સંદેહથી, કોઇ વખતે અનુતાપથી તેનું હૃદય ચલિત થવા લાગ્યું. પણ તેણે મનમાં ને મનમાં તે સહન કરવાનો દઢ નિશ્ચય કર્યો હતો. માલતી તેમાંનું કંઇ જા નહોતી. તેને લઇને તેઓની નાની પૃથ્વીમાં કેવો પ્લવ ચાલે છે તે વિશે કંઇ તે જાણતી નહોતી, તેથી તેનું હસતુ મુખ હસવાથી દૂર થયું નહિ. કોઈ કોઈ વખતે ઝુંપડીના અંધકાર તે જ્યોત્સ્નામયી બાળિકાને પણ સ્પર્શ કરતો હતો. શોભના તેની જો હસતી હસતી બગીચામાં ફરતી નહોતી, હવે તે સતા કુકડી રમવાને બહાને માલતીને છેતરીને રમેશની આગળ નાશીને માલતીને ઠગતી નહોતી, માલતીના ફૂલો તોડીને હવે માલતીને રોવાડતી નહોતી. માલતીની જોડે એ બનાવ કરીને પછી તેને મેળવી દેવાના થઇ નહોતી—રમેશની રાતની વાત કહીને હવે તેને હસવતી નહોતી—આજ કાલ શોભના ઘણી ગંભીર ઘણી દલગીર હતી. શોભના કહે છે કે હવે તે છોકરવાદી કરવાનો વખત નથી. શું સર્વદા છોકરા રહેવું જોઇએ? શું નિરંતર રમતા ફરવું જોઇએ? લતી તેના કહેવાનો અર્થ સમજી શકતી નહોતી. લતી અવાક થઇને વિચાર કરતી હતી કે આ શું ? શું નિરંતર રમીશું નહિ! નાના છોકરાંવાય શું કોઇને પણ રમવું નહિ જોઇએ માલતીનું લગ્ન થયાથી તેની રમત શું બં

માલતી તેમાંનું કંઇ પણ સમજી શકતી નહોતી, તે તેની મશ્કરી કરે છે તેવું ધારીને તે હસીને શોભનાને પણ હસાવવાનો યત્ન કરતી હતી,-શોભનાના પ્યારા ફૂલો તોડીને તેને મારતી હતી, તેમાં પણ શોભનાનું ગંભીર ખેદિત મુખ પ્રફુલ્લ ન થયાથી માલતીની તે વેળાએ ચમક ભાંગતી, તે વેળાએ તે અંધકારે તેને પણ સ્પર્શ કર્યો. ખરેખર શોભના મોટી થઇ છે, હવે તે રમશે નહિ, તે હવે હસશે નહિ, તરત માલતી પણ ખેદિત થઇ પડી-તેને રોવું આવતું, છુપાઇને રોતી હતી તે ત્યાંથી મૂંગી મૂંગી જતી રહેતી. વનમાં ફરીને પાછી હસતી હસતી આવતી, આવીને જો રમેશને જોતી, જો રમેશને પ્રફુલ્લ જોતી તો ઘણી ખુશી થતી હતી, નહિ તો ખેદિત જોયાથી સ્તંભિત થઇને વિચાર કરતી. તે જાણતી હતી કે સ્ત્રીઓ મોટી થવાથી સંસારી થઇને ગંભીર થાય છે દલગીર રહે છે; તે તેણે શોભનાની પાસેથી સાંભળ્યું હતું. શોભનામાં તેણે તે જોયું હતું, પણ રમેશમાં વળી તે ભાવ કેમ આવ્યો? તે જોઇ સાંભળીને દલગીર થઇને કંઈ ન ખાતા સૂઇ જતી હતી. રમેશને પ્રફુલ્લ જોયાથી તે ઘણી બકતી, ઘણી વાતો કરતી, પણ દલગીર જોયાથી બોલવાની હિમ્મત કરતી નહોતી. એક દહાડો રાત્રે સૂતાં સૂતાં વિચાર કરીને દૃઢ નિશ્ચય કર્યો કે આ વખતે દલગીર થયલા જોઇશ, તો રમેશને તેનું કારણ પૂછીશ. તેથી મારા નસીબમાં ગમે તે થાઓ. થોડા દિવસ પછી રમેશને દલગીર દીઠો, પણ તેને કંઇ પૂછ્યું નહિ, તેથી તેની પ્રતિજ્ઞા ક્યાં ગઇ? તે પ્રતિજ્ઞા પૂર્ણ કરી શકી નહિ, તેને પૂછી શકી નહિ. ઘણીવાર પૂછવા જતાં રોકાઇ, છેલ્લે પાળી ન શકવાથી ખેદિત અન્તઃકરણથી ઝુંપડોમાંથી નીકળીને નદી કિનારે રોતી બેઠી. થોડીવારે એકદમ રમેશ ત્યાં આવી પહોંચ્યો, માલતીને એકલી એકાન્તમાં રોતી જોઇને આશ્ચર્ય પામ્યો અને દલગીર થઇ, ધીરે ધીરે સ્નેહથી તેના ખભા ઉપર હાથ મૂકીને બોલ્યો, "આ શું માલતિ, અહિં શામાટે રૂએ છે?" માલતીએ તે કંઠસ્વર ઓળખ્યો, માલતીએ મુખ ફેરવીને જોયું, માલતી હવે ચૂપ રહી શકી નહિ, માલતીનો આંસુનો પ્રવાહ ઉછળ્યો. શાને પોતે રૂવે છે તે માલતી પોતે સમજી શકી નહોતી તે રમેશને શું સમજાવે? રમેશે ધીરે ધીરે લાડ કરીને ફરી પૂછ્યું, "માલતિ, શામાટે રડે છે, શોભના શું તેને ચીડવે છે?"

**ડાકટર સામ્યુઅલ જાનસનનું જીવન ચરિત**—તે જાહેર લખનાર તથા મોટો પંડિત થઈ ગયો છે. તે ગરીબ અવસ્થામાં કેવી રીતે લખાણો લખતો હતો તથા તેને જગત ઉપર શો ઉપકાર કર્યો છે તેનું વર્ણન કર્યું છે. કીંમત ૬ આના. પોસ્ટેજ એક આનો.

**થિયોડર પાર્કરનું જીવન ચરિત**—તે અમેરિકામાં એક ગરીબ ખેડુતના પેટે જન્મ્યો હતો તેને ધર્મ જગતમાં ઘણો ઉપકાર કર્યો છે. ગુલામગીરી કાઢી નાખવાને ઘણો યત્ન કર્યો છે. તેના રસમય જીવન ચરિતના ઘણા પુસ્તકો થયા છે. તેનું જીવન ચરિત જાણવાની ઘણી જરૂર છે. કીંમત ૮ આના. પોસ્ટેજ એક આનો.

**કેશવ ચરિત**—તે બંગાલમાં થઇ ગયો છે. તેની તરફથી ધર્મ જગતમાં ઘણો લાભ થયો છે તેનું સવિસ્તરવાર વૃત્તાન્ત આપ્યું છે. કીંમત ૬ આના. પોસ્ટેજ એક આનો.

**સર ચાર્લસ મેટકાફનું જીવન ચરિત**—તેણે આપણા દેશપર ઘણો ઉપકાર કર્યો છે તેને વર્તમાનપત્રનું છુટાપણું આપ્યું છે. તેના ઘણા ગુણો અનુકરણ કરવા જેવા છે. કીંમત ૮ આના પોસ્ટેજ એકઆનો.

**સદ્વર્ત્તનશાલિ પુરુષો**—જેમાં ૫૦ સદ્વર્ત્તનશાલિ પુરુષોના ટૂંકા ઉદાહરણ આપ્યો છે. જેઓએ લોકો ઉપર કંઇ ઉપકાર કર્યો છે તેનું વર્ણન કર્યું છે. કીંમત ૬ આના પોસ્ટેજ એક આનો.

---

## નારાયણ હેમચંદ્રનાં નવલકથા વગેરેના પુસ્તકો.

૧ **કાવ્યચર્ચા**—જેમાં કવિતા એટલે શું, કાવ્ય કોને કહેવાય, કવિ અને ચિત્રકરની સાથે તુલના વગેરે કરીને કાવ્યનું વિવેચન કર્યું છે. કીંમત ૬ આના. પોસ્ટેજ એક આનો.

૨ **સંગીત ચર્ચા**—જેમાં સંગીત એટલે શું, સંગીત કોને કહેવાય, રાગ રાગિણીની સમજ વગેરે પ્રાચીન અને હાલના સંગીતનું વિવેચન કર્યું છે. કીંમત ૬ આના. પોસ્ટેજ ૧ આનો.

૩ **નાટ્યચર્ચા**—જેમાં નાટક કેવા જોઇએ, નાટક બનાવવાના પાત્રો કેવા જોઇએ, નાટક ભજવવા સંબંધી જ્ઞાન વગેરે વિષય પર વિવેચન કર્યું છે. કીંમત ૬ આના પોસ્ટેજ ૧ આનો.

૪ **હૃદય વિકાસ**—જેમાં નાની નાની પાંચ જૂદા જૂદા પ્રેમની નવલ કથા છે. કીંમત ૬ આના પોસ્ટેજ એક આનો.

**૫ દુર્ગેશનન્દિની**—એ એક સર્વોત્કૃષ્ટ બંગાલી ભાષાની નવલકથાનું ભાષાન્તર છે. તેમાં ખરા પ્રેમનું ચિત્ર આંકેલું છે. કીંમત ૮ આના. પોસ્ટેજ એક આનો.

**૬ શરત્ચંદ્ર**—જેમાં એક પતિવ્રતા સ્ત્રીનું આબેહુબ ચિત્ર આપેલું છે તે એક નવલકથા છે. કીંમત ૮ આના. પોસ્ટેજ ૧ આનો.

**૭ વિષવૃક્ષ**—તે એક બંગાલના પ્રખ્યાત નવલ કથા લખનાર બંગીમચંદ્ર ચટ્ટોપાધ્યાયની નવલ કથાનું ભાષાન્તરછે જેનું ભાષાન્તર Poe Taison Tree. નામથી થયું છે તેની બંગાળી દસમી આવૃત્તિ ઉપરથીઆ ભાષાન્તર કર્યુંછે. તેમાં ખરા પ્રેમનું ચિત્ર આપેલું છે. કીંમત ૮ આના. પોસ્ટેજ ૧ આનો.

**૮ વૈદ્યકન્યા**—એ શેક્સપિયરના All's Well that ends well. નામના નાટકની વાર્તાછે. તેમાં પણ ખરા પ્રેમનું ચિત્ર આપેલું છે. કીંમત ૬ આના. પોસ્ટેજ ૧ આનો.

**૯ ઉભરાઈ જતો પ્રેમ**—જેમાં એક પ્રેમીએ પોતાની પ્યારીના મરણ પછી જે જે મનમાં ઉભરા આવ્યા છે તે બધા કાઢયા છે. તે બધાં વાંચવા લાયક છે, કીંમત ૬ આના. ટપાલનો એક આનો.

**૧૦ ઉત્તરરામચરિત**—તે મહાકવિ ભવભૂતિના ઉતરરામચરિતના ઉપરથી વાર્તા લખી છે. તે કરુણાની ખરી મૂર્ત્તિ છે તેમાં પ્રેમનું એવું અછું ચિત્ર છે કે તે વાંચતાં વાંચતાં રોવું આવે છે. કીંમત ૮ આના, ટપાલનો એક આનો.

---

## નારાયણ હેમચંદ્રનાં નવાં પરચુરણ પુસ્તકો.

**કેવી રીતે પોતાની ચઢતી કરવી ?**—આમાંપોતાની ઉન્નતિ કરવાના ઉપાયો બતાવ્યા છે. કેવી રીતે મોટા થવાય, કેવી રીતે પ્રખ્યાત થવાય વગેરે બાબતનું વિવેચન કર્યું છે. કીંમત ૬ આના. ટપાલ ૦।। આનો.

**કેવી રીતે દેશની ચઢતી કરવી ?**—આમાં દેશની ગરીબાઈ, દેશની ગરીબાઇનું કારણ, શાથી ગરીબાઇ ઓછી થાય વગેરે વિષય પર વિવેચન કર્યું છે. કીંમત ૬ આના. ટપાલ ૧ આનો.

**અંગ્રેજોની પાસેથી શીખવાના ગુણ**—આમાં અંગ્રેજો પાસેથી આપણે શું શું શીખવું જોઇએ તથા શેનું અનુકરણ ન કરવું જોઇએ તેવી ચર્ચા કરી છે. મૂલ્ય ૬ આના. ટપાલ એક આનો.

---

રમેશ જાણતો હતો કે શોભના ચીડાવ્યાથી માલતી રૂવે છે. માલતીએ ઘણી મુશ્કેલીથી આંખનાં આંસુઓ રોકીને બોલી, “ હવે શોભના—ચીડાવતી નથી. ” એવા દલગીરી ભરેલા અવાજથી તે બોલી હતી કે રમેશ ચમકીને બોલ્યો, “ ત્યારે તેને શેનું દુઃખ છે માલતિ ? ” માલતીએ ધીરે ધીરે કહ્યું, “ ચીડાવતી નથી તેથીજ મને કષ્ટ થાય છે. ” રમેશ હસીને બોલ્યો, તેથીજ તને આટલું દુઃખ છે, ત્યારે હું ચડાવવાને કહીશ; ચાલ ત્યારે તેની પાસે લઈ જાઉં. ”

માલતી ઉઠી નહિ, માલતી હસી નહિ, માલતી દલગીર મનથી ત્યાં બેસી રહી, માલતી વિચાર કરવા લાગી, “ શી રીતે રમેશનું દલગીરીનું કારણ પૂછું. ” માલતીને આ વખતે પોતાની ઇચ્છા પૂર્ણ કરવાનો એકદમ લાગ મળ્યો, અચકાતી અચકાતી અતિ ધીરે ધીરે અતિ મૃદુ સ્વરથી બોલી, “ બીજું એક કારણ છે, ભાઇ, તમને શું થયું છે, કેમ હવે આખો દહાડો પહેલાના જેવા વાત કરતા નથી, શું મેં કંઇ દોષ કર્યો છે ? ”

માલતીના સરળ પ્રશ્નથી તેનો તે સશંકિત અંડધો સ્ફુટ જડિમા—જડિત પ્રશ્નથી રમેશની આંખમાં ··ળઝળીઆં આવ્યાં, એક આંસુનું ટીપું ધીરે ધીરે મા તીના હાથમાં પડ્યું, તેથી માલતીનું હૃદય સ્ત. થયું, મુખ સૂકાઈ ગયું, માલતીએ ખચીત કંઈ અ રાધ કર્યો છે, નહિ તો કેમ તેના કહેવાથી રમેશ આંખમાંથી આંસુ પડે ? માલતીનો બધો સંકોચ થયો. હવે તે મૂંગી બેઠી નહિ—આતુરતાથી ફરી માલ બોલી, “ભાઇ, મેં શો અપરાધ કર્યો છે તે કહો? ભ શું તમે ગુસ્સે થયા .ા ? ગુસ્સે થશો ના—કહો, ૭ મેં શો અપરાધ કર્યો છે—” જુવાને તેની આતુર૮ ઇને કહ્યું, “માલતિ, તેં તો કંઇ અપરાધ કર્યો.

માલતી બોલી, “ત્યારે કેમ તમે આગળ મારી જોડે વાત કરતા નથી ? શા માટે આ જોડે વાત કરતાં કરતાં રોયા ?”.

સુખથીજ માણુસ હસે છે તેમ નથી, હો આગમજ પણ દીવો તેજથી બળે છે—અ વિજળી ચમકે છે. આજે જુવાન છોકરીના થી અતિ દુઃખમાં પણ હસીને બોલ્યો, “ હું તારે માટે હસ્યો ? નહિ કેવા દુઃખથી ગળનો તે ભાવ નથી, કેવા દુઃખથી આ ખમાંથી આંસુ પડ્યાં તે તું શું સમજે આજ તારા જેવી અજ્ઞાન છોકરી તે શી

નાલતિ ?"

માલતી નાની હોવા છતાં પણ માલતી સ્ત્રી છે, ...ીના દુઃખમાં દુઃખી, વ્યથામાં વ્યથી, ન થતા રહી ...તી નહોતા. વળી કંઇ સમજે કે ન ...મજે, પાર-કું દુઃખ સમજવાની વખત સ્ત્રીઓ નાની રહેતી નથી. બીજા સર્વ વિષયમાં નાની છોકરીઓ રહેવા છતાં પણ તે વખતે સો વર્ષની ડોશી પણ તેના જેવા હૃદયની સાથે બીજાનાં હૃદય દુઃખ સમજવાને સમર્થ થશે નહિ. બાલિકા માલતી આજે ગંભીર પ્રૌઢના જેવી બોલી "ભાઈ, શું હું તમારી વાત સમજી શકતી નથી? નાના છોકરાં! આજે ત્રણ વર્ષની પહેલાં એક દહાડો કેવી બીજી રીતે ધારીને મને તમારા મનની વાત કહી હતી? હું શું હમણાં તેના કરતાં મોટી થઈ નથી કે ભાઇ?"

પૃથ્વીમાં યથાર્થ વ્યથાનો વ્યથી મળવો અતિ દુર્લભ છે. એક સુંદર ગુલાબ જોઇને કોણ સાવચેતીથી લેતું નથી? તેને કોણ ચાહતું નથી? કેમકે તેનાથી આંખની તૃપ્તિ થાય છે, તેનાથી પોતાને સુખ મળે છે-પણ તે ગુલાબનું ફૂલ સૂકાઈ ગયાથી કોણ તેને માયા-દૃષ્ટિથી પણ એકવાર ચાહીને જુએ છે? કેટલાની આંખમાંથી તેને માટે અકૃત્રિમ શોકાશ્રુ પડે છે? તે પ... નથી તેથીજ અકૃત્રિમ આંસુનો આટલો આદર ...નિઃસ્વાર્થ પ્રેમનો આટલો આદર છે. સ્વર્ગને તુચ્છ ... પણ લોકો તે મેળવવા ઇચ્છે છે-તેમાં લોકો ...ટલા મુગ્ધ છે. રમેશ પણ માણસ છે, તે પણ તે ...લતા છોડવા પામ્યો નહિ-તેનું હૃદય-દ્વાર ઉઘડી ..., એક જણ વ્યથાનો વ્યથિ મેળવવા માટે તેનું હૃદય આતુર થયું, તેણે કહ્યું, "શું મારા દુઃખની સાંભળશે, માલતિ? જેનાથી મને સુખ છે, તેજ માલતિ, મારૂં દુઃખ છે, શોભના આજકાલ ...ના તેજથી પોતે પણ અસુખી છે, મને પણ સુખી કરે છે."

... કહીને જુવાને ...કામાં શોભનાનો સંદેહનો ...કહ્યો.

...ીએ મૂંગે મોંએ પાપણ હલાવ્યા શિવાય બધું માલતીમાં હવે માલતીપણું નથી. સૂકાં હોઠ ...ધ્રુજવા લાગ્યા. દીન દુઃખકારક દૃષ્ટિશૂન્યમાં ...ાલતી રહી રહીને રોઇ પડી. જુવાન પણ ...ો. નીરવે તે સાંઝનો વખત સુખમયી નાના ...માં તે જળ મળી ગયું. આકાશમાં ચંદ્રમા ...ા તારા ઉદય થાય છે. તેઓ તે સુખ સ-..., તે જોઇને ફક્ત હસ્યા. શામાટે ન હસે!

# મા અને છોકરાં.

**લખનાર નારાયણ હેમચંદ્ર.**

બીજી આવૃત્તિ કીંમત ૪ આના. પોસ્ટેજ અડધો આનો.

જ્ઞાનસુધા લખે છે કે—"અવિરત ઉત્સાહથી ગુર્જર ભાષાની તથા પ્રજાની સેવા કરનાર નારાયણ હેમચંદ્રના અનેક પુસ્તકોમાં આ એક મહામૂલ્ય ઉમેરો છે. છોકરાંનું જન્મથી આરંભીનેજ જન્મના પૂર્વેથી પણ શારીરિક અને વિશેષ કરીને માનસિક સંવર્ધન શી રીતે કરવું તે એક ન્હાના કુટુમ્બમાં સંવાદરૂપે વાંચકવર્ગ આગળ મૂકીને ઉપદેશ વચનને રસિકતાનું રૂપ આપ્યું છે. આ પુસ્તકમાં દર્શાવેલા અકેકે વિચાર ઘણાજ ધ્યાનમાં રાખવા લાયક તથા અનુસરવા યોગ્ય છે. છોકરાં ઉછેરવાં એ મહા કઠિણ વ્રત છે, અને તે વ્રત સાંગોપાંગ નિર્વિઘ્ન શી રીતે પાર પડે તેનો વિધિ કાંઇક દિગ્દર્શન રૂપે આ પુસ્તકમાં ઉત્તમ રીતે બતાવ્યો છે. આપણી હાલની ગૃહસ્થાશ્રમની સ્થિતિ જે અધોગતિએ પ્હોચી છે તેને ઉન્નત કરવાનું પ્રથમ, પણ આવશ્યક પગથિયું અહિંથીજ છે. હાલ કેળવણી પામેલા પુરુષો પણ આ મહાન વાત ઉપર કેટલો અનાદર રાખે છે તે વિચારતાં આ પુસ્તકના વિષયનું મહત્વ જેટલું ન દેખાડિયે તેટલું ઓછું છે. આ પુસ્તકમાંના વિચાર ઉત્તમ છે તે છતાં ઘણાકને એમ લાગશે કે હેમાં શું નવાઇનું કહ્યું? એ બધું ખરું જ છે તો. પરન્તુ એ પ્રમાણે વર્તન કેટલાં થોડાં કુટુમ્બમાં થાય છે તે વિચારતાં આ શંકાનું પોકળપણું જણાઇ આવશે. સ્થળ સંકોચને લીધે આ પુસ્તકમાંના મુખ્ય મુખ્ય ઉપદેશ વિશે પણ સવિસ્તર ચર્ચા અહિં કરી સકાય એમ નથી. તેથી એટલુંજ કહેવું બસ છે કે આ પુસ્તક દરેક પુરુષે, દરેક સ્ત્રીએ,-વિશેષે કરીને જુવાન સ્ત્રી પુરુષે-લક્ષપૂર્વક વાંચીને હેમાં બતાવેલા ઉન્નત લક્ષ્ય તરફ જવાનો દૃઢ પ્રયત્ન કરવો જોઇએ છિયે; અને લક્ષ્ય ઘણો ઉચ્ચો છે માટે અસાધ્ય છે એમ કરી નિરુત્સાહ ન થતાં જેટલું બને તેટલું તે લક્ષ્યની સમીપ જવાય એ બુદ્ધિ રાખીને જીવન પથમાં ચાલવું જોઇએ, તેમ જ સારી વસ્તુ તો હમેશાં શ્રમ સાધ્યજ હોય, તે વાતો ધ્યાનમાં રાખી સર્વ ગૃહસ્થાશ્રમનું નાવ ચલાવનારાં દંપતી આ પુસ્તકમાંના વિચારનો લાભ લેશે. એવી હમારી ભલામણછે.

જ્ઞાનસુધા તા. ૧૦-૭-૮૮.

## નારાયણ હેમચંદ્રનાં નવાં ધર્મ સંબંધી પુસ્તકો.

**ઉપનિષત્**—હિંદુઓના બ્રહ્મજ્ઞાનનું સર્વથી શ્રેષ્ઠ સામગ્રી ઉપનિષત્ છે. તેનું ભાષાન્તર આ પુસ્તકમાં આપ્યું છે. મૂળ અને ભાષાન્તર પાંચ ઉપનિષતના છે. કીંમત ૬ આના. ટપાલ ૧ આનો.

**આર્ય ધર્મ નીતિ**—જેમાં આર્ય ધર્મના વિવિધ પુસ્તકમાંથી વચનો એકત્ર કરીને વિષયવાર ગોઠવીને છપાવ્યા છે. તેમાં નીતિનું મહત્વ બતાવ્યું છે. સંસ્કૃત અને ગુજરાતીમાં પુસ્તક તૈયાર કર્યું છે. કીંમત ૬ આના. ટપાલ ૧ આનો.

**કર્તવ્ય કર્મ**—જેમાં હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે શું કરવું અને શું નહિ કરવું તેનું સંસ્કૃત શ્લોકો અને ગુજરાતીમાં ભાષાન્તર કર્યું છે. કીંમત ૬ આના. ટપાલ ૧ આનો.

**સાધન બિંદુ**—જેમાં ધર્મસાધનના વિષય વિવિધ વિષયો લખ્યા છે. ધર્મસાધનના શિક્ષાર્થીઓને એ પુસ્તકથી વિશેષ લાભ થવાની સંભાવના છે. કીંમત ૪ આના. ટપાલ ૦ાા આનો.

---



---

... ...
તેઓ તો
તે નિર્મમ
નથી. પણ
ના કિનારે ... ... નું નામ . .
લતીના આંસુ જોઇને હસનાર, તેની હાયમાં મશ્કરી કરનાર તેઓની કાતરતામાં ખુશી ભોગનાર એક પણ છુપો અથવા જાહેર સગો તથા પારકો કોઇ નહોતો જેઓની મમતા શૂન્ય–મૂર્ત્તિ જોયાથી આંસુ પ્રવાહિત ન થતાંમાંજ બરફના આકારમાં જમી જાય, દીર્ઘ શ્વાસ પોતાની મેળે મરમના એકાંત કન્દરમાં બંધ થઈ જાય, એવો જનપ્રાણી પણ ત્યાં નહોતો. તેથ માલતી આજે વગર અચકાય રોઈ. થોડીવાર રહીને બાલિકા બોલી ઉઠી, "ભાઇ, શું કહું? શોભના શું ધારે છે કે તમે મને તેનાથી વધારે ચાહો છો? હું જ શું તમારા દુઃખનું કારણ છું? મારે માટેજ તમારૂં પ્રફુલ્લ મુખ, અને શોભનાનું હસતું મોં આજે ફીકું છે હુંજ તમારી અશાંતિનું મૂળ છે! ભાઇ શું કર્યાથી તમારૂં પહેલાનું સુખ પાછું મળે? શું કર્યાથી તમારી શાંતિ કાયમ રહે?"

માલતીનો નિઃસ્વાર્થ સ્નેહ ઉછળતા વાકયથી જુવાનનું હૃદય કંપાયમાન થઈ પડયું. શી રીતે તેને દીલાસો આપવો એ નહિ સૂઝ્યાથી બોલ્યો, "માલ તુંજ શું અમારા દુઃખનું કારણ છે! નહિ મા અમારૂં એ અકારણ–"

માલતીને આજે જીભ ઉપડી હતી, માલતી રમેશને બીજા બોલ ન કહેવડાવતા તે બોલી, "ભાઇ, મને હવે ભૂલવશો ના–હું તમારી વાત ભૂલવાઇશ નહિ. ભાઇ કહો, શું કર્યાથી તમારૂં પાછું આવે? હું મરી જાઉં, તો શું તમારી બળતરા વેદનાનો છેડો ન આવે ભાઇ?"

સર્વ જાતના પ્રેમનો શું મર્મન્તિક ભાવ જાતનો છે? મરવાની ઇચ્છાજ શું ચાહવાનો ... છે? તેની વાતથી રમેશ મૂંગો મૂંગો રો ગ્યો. તેના મનનો ભાવ સમજીને બીજું શકયો નહિ. માલતીએ પણ કંઇ કહ્યું નહિ ને મનમાં જે સંકલ્પ કર્યો. તે તેણે મનમાં ઘણો વખત સુધી મૂંગાં બેઠાં, બે જણાને નાના પ્રકારના વિચારો થવા લાગ્યા, બે બોલવાની પણ ઇચ્છા કરી નહિ, ધીરે ધીરે ગંભીર વિચારમાં મગ્ન થયા, બે જણા ... અસ્તિત્વ પણ ભૂલી ગયા હોય એમ જા

પુસ્તકો મળવાનાં ઠેકાણું.
—કાલકાદેવી રોડ એન. એમ. એન્ડ કંપની.

---

ક્રીત

...રાયણ હેમચંદ્ર

મૂલ્ય છ આના. પોસ્ટેજ એક આનો.

તેના વિશે Brahmo Public Opinion લખે છે કે–

Babu Devi Prasanna Ray Chaudhuri, the author of the book is well known to the Public as the author of Sarat Chandra, Birajmohan and Sopan. He has now issued the second edition of this interesting book having enlarged and improved it considerably. We have gone through the book very carefully, and we have no hesitation in pronouncing it to be worthy of a place in the library of every young man in this country. The style is chaste and the diction pure. There is a high moral tone pervading the book. Haranath is th very picture of a spoilt young lad t coming to large property, and pernicious influence of corrupt ssociates on a lad of Haranath's age d position is faithfully described. rabala, Haranath's wife is the very al of a lovely and faithful Hindoo fe and the portion where the ng woman, being driven to po-y and ill-treated by her neigh s and relations, became a *sanyasini* ious mendicant ) is really very ng indeed. The *Gurudeva* (spiri-uide ) has been very well pour-. This sage and devotee has been the mouth-piece of the author's ral and religious sentiments. simply charmed with the in- which this reverend *Guru* Haranath to go and live amidst ptations of the world to try the strength of his religious life. The struggle which this advice caused in the youthful *Sanyasi* when *Marichee* expressed her love for him, is beautifully described. The interview of Haranath and Surabala, both lost to the world as *Sanyasi* and Sanyasini and their parting never to meet again, is very touching indeed. Every reader of *Sanyasi* must enquire what became of Surabala. Her character is so attractive that the reader cannot easily forget her, does not like to leave her where she is left. The character of *Marichee* is well drawn. She is a Lepcha-girl, sprightly, lovely, and simplicity personified. Her strength of character, her love of freedom, the love for her country, the regard for her father, all these virtues are attractive, and Marichee is a favorite character in the book. On the whole, the book furnishes enough of pleasant reading.

Brahmo Public Opinion. 2 March.

---

## સીતા વનવાસ.

મૂળ બંગાળીમાં પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર કૃત.

ભાષાંતર કરનાર,

**નારાયણ હેમચંદ્ર.**

બીજી આવૃત્તિ–કીંમત ૪ આના. ટપાલ ખર્ચ ૦॥ આનો.

જ્ઞાનસુધા લખે છે કે, "**નારાયણ હેમચંદ્ર**ના સાહિત્ય સંબંધે ઉત્સાહની પ્રશંસા કરવાની સાથે ભાષાન્તર માટે પુસ્તકોની એમની પસંદગી પણ વખાણવા લાયક કહેવાની છે. હમણાં હમણાંમાં તો વિશેષ કરીને ઉત્તમ ઉત્તમ પુસ્તકો જ આ સાહિત્ય વીર તરફથી નીકળી આવ્યાં છે. **મા અને છોકરાનું** વિવેચન નથી કરી રહ્યા એટલામાં તો બીજું સીતાવનવાસ નામનું રસમય, બોધમય, અને ઉદાતભાવ પ્રેરનારૂ પુસ્તક હેમના રાત્રિ દિવસ ચાલતા સાહિત્ય સંચામાંથી નીકળ્યું છે. બંગાળામાં દુઃખી અબળા જનના અલૌકિક દુઃખ બન્ધુ **ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર**

આખા હિન્દુસ્તાનમાં જાણીતા છે; તેમનું રચેલું બંગાળી પુસ્તક **સીતાવનવાસ** એ ભાષાના સાહિત્યમાં પ્રથમ પદ ધારણ કરે છે. તે પુસ્તકનું ભાષાન્તર **નારાયણે** કરીને ઉત્તમ સેવા બજાવી છ. ભાઈ નારાયણના હાલમાં નીકળતાં પુસ્તકોમાંથી નારાયણી ભાષાના પ્રકાર બહુ અંશે ઉખેડી નાખેલા જોઈને સન્તોષ થાય છે. રામ અને સીતાનું વૃત્તાન્ત અત્યન્ત પરિચિત છતાં આર્ય મનને નિરન્તર નવીનની રસિકતામાં ભીંજવે છે. હેવું બીજ એ અલૌકિક દંપતીનું અતિ વિશુદ્ધ, અનુપમ અને ઉન્નત આદર્શભૂત ચરિત તેજ છે. આ પુરાણ આર્યભૂમિમાં અનેક વીર, સતી, ઋષિ, ઇત્યાદિનાં ચરિત્ર ઇતિહાસ ચિત્રપટ ઉપર ચિતરાયાં છે પણ તેમાં સીતા અને રામ એ દંપતીનાં અમર ચરિત્રનો સુવર્ણમય રેખાથી જ અંકિત છે. વિશેષ કરીને રામનું ઉત્તરચરિત તો કરુણારસની મૂર્તિજ છે, પ્રેમકાંચનની કસોટી જ છે, રાજધર્મના કઠિણ વ્રતની પરીક્ષાથી પૂર્ણ ચિત્ર છે. ભવભૂતિના ઉત્તરરામ ચરિત નાટક તથા બીજા આધાર ઉપર કાંઈક વિસ્તાર ફેરફાર કરીને આ લઘુ પુસ્તક લખાયું જણાય છે. હાલની અબળાજનની અધમ સ્થિતિના કલંક દુઃખથી ગ્લાનિ પામતી ભારતભૂમિને ઊંચું માથું રાખવાનો આધાર સીતા જેવી ઉત્તમોત્તમ આદર્શભૂત નારી વિશુદ્ધ, અચલ શ્રદ્ધાપૂર્ણ પ્રેમથી વ્યાપ્ત ચરિતનું સ્મરણ તે જ છે. પરન્તુ એ સ્મરણને મનમાંને મનમાં ન્હાના છોકરાંના રમકડાની પેઠે, રમાડીને સન્તોષ માની રહેવાનું નથી. ઉચ્ચ આદર્શોનું ખરું ફળ અને સાર્થક્ય તો એજ છે કે લક્ષ્ય પ્રાપ્ત કરવાની ખરી ઉત્કંઠા પ્રેરી તેને માટે સોત્સાહ પ્રયત્ન કરવાની વૃત્તિ જાગ્રત કરે. માટે ખરૂં ઊંચું જોવાનું તો ભારતભૂમિને ત્હારે જ આવશે કે જ્યહારે પ્રત્યેક આર્યગૃહની ગૃહિણી હાલી સીતાની વિશુદ્ધતાનું ભાવસહિત ધ્યાન ધરી એ વિશુદ્ધતાનો અલ્પતમ અંશ પણ પોતાનામાં નિષિક્ત કરશે. આ આનન્દમય દશા આણવાનાં અનેક સાધનોમાંનું એક અમૂલ્ય સાધન ગુર્જનારીની સમક્ષ રસમયરૂપમાં મૂકવાને માટે ભાઈ **નારાયણનો** જેટલો ઉપકાર માનિયે તેટલો ઓછો છે.

જ્ઞાનસુધા. ૨-૮-૮૮.

---

ગ્યું, એકલો
સમસ્ત હૃદ
વિશ્વાસજ શુ ...
યંકર આઘાત શું તે... ામ

માલતીના વિચાર તૂટ્યા.—પછી તેણે કહ્યું, "શુ કહુ ભાઇ? શોભનાના કરતાં તમે મને ચાહોછો! આવો શું શોભનાનો વિશ્વાસ છે?"

જુવાને કંઇ પણ જવાબ દીધો નહિ.

માલતીએ ફરી કહ્યું, "ખરેખર શું શોભનાના મનમાં આવો વિશ્વાસ છે! તમે શોભનાથી મને વધારે ચાહોછો?"

જુવાને કહ્યું, "હા."

એકદમ તે વેળાએ શોભના પછવાડેથી આવીને ઉભી રહી-માલતીનો છેલ્લો પ્રશ્ન અને જુવાનનો છેલ્લો ઉત્તર તેના કાનમાં પ્રવેશ કર્યો. હવે કંઇ પણ ભૂલ નથી, આ વખતે શોભનાની આંખ કાનનો વિવાદ ભાંગ્યો,-એ તો હવે કલ્પના નથી. માલતી અને રમેશનો પ્રેમાલાપ તેણે પોતાના કાનથી સાંભળ્યો. ઉન્મત વેદનાથી શોભના ગાંડી જેવી ત્યાંથી દોડીને કંઇક છેટે નદીના કિનારે આવી પહોંચી-પોતાનો સંકલ્પ સિદ્ધ કરવાની પહેલાં એકવાર આકાશ પૃથ્વી નદી ઝુંપડીની તરફ જોયું, પળમાં એકીવારે સેંકડો વાત તેના હૃદયમાં વહી ગઈ. "હું કોણ? હું કોની છું? હું જ્યારે મારા સ્વામીની નથી, ત્યારે હું કોની છું? મારો સ્વામીજ જ્યારે મને ચહાતો નથી, ત્યારે મને કોણ ચાહે છે? સંસાર મને ચહાતો નથી, સમાજ મને ચાહતી નથી, મારા સગાંવહાલાં કદાચ મને ચાહતા નહિ હોય, બીજાને શું કરવા છે-હું પોતાને ચાહતી નથી તો જીવીને હવે નરક શામાટે ભોગવું? હું આજે મરીશ, તો તે પહેલાના જેવી પૃથ્વી મેરૂ દંડપર ફરશે, સંસાર પહેલાના ભાવથી બરાબર ચાલશે, વળી હેમંતના પછી વસંત આવશે, અમાસના પછી ચંદ્રમાનો ઉદય થશે, સગાંવહાલાં પહેલાની પેઠે ખાશે સૂશે, મિત્રો એકવાર માત્ર આંસુ પાડીને પાછા નવી ખુશીમાં મત્ત રહેશે, વળી મારો સર્વસ્વધન-જેના જેવો સ્વામી બીજો કોણે છે?-તે?-તે શું કરશે? આંસુ પાડીને દૂર રહેશે, કદાચ નિષ્કંટક થયો છે એવું ધારીને તે સુખ થશે, ત્યારે ત્યારે?" હવે ચારે બાજુએ શોભનાએ જોયું, માથું ફરવા લાગ્યું, ચારે બાજુએ અંધકાર શિવાય બીજું કંઇ પણ તેણે જોયું નહિ, -અંધકાર આકાશ, અંધકાર નદીનું અંધકાર પાણી

! ધૂર્ણુ ન-

,

ન ... પણુ કા-

... અ... ...ાલતી તેની જોડે

...ાવાન ઉભા હતા. પડતાં ન પડતાંમાં રમેશે કુદીને શોભનાને કિનારે કાઢી, માલતી પથ્થરની પુતળીની પેઠે સ્તંભિત થઇને ઉભી રહી.

---

## પ્રકરણ ૪ થું.

શોભનાને લઇને જુવાન પોતાની સૂવાની ઓરડીમાં આવ્યો. ઘરમાં આવીને તેને પથારી ઉપર બેસાડીને પોતે તેની પાસે બેઠો. શોભના ચારે બાજુએ જોવા લાગી, તેણે હવે જન્મમાં જોવાને ઇચ્છું નહોતું તેનો વિચાર કરતી હતી. વળી તે પરિચિત સામગ્રી તેની આંખમાં પડી. તે ઝુંપડી, જે ઝુંપડીમાં વિવાહ થયો, ત્યારથી બે જણાઓને જીવન ગાળ્યું હતું, જેમાં તેઓના જીવનના ઘણાં સુખ દુઃખમય બનાવ અંકિત રહેલા છે, તે ઝુંપડી, તે ગમતી ઝુંપડી વળી તેણે જોઇ. ઝુંપડીમાં તેની પથારી જેવી પાથરેલી હતી, તકીયાની આગળ પેલા રત્નાવલી, ઉત્તરરામચરિત શકુન્તલા ગોઠવેલા હતા, વળી તે વખતે 'સ્વામીના અમૃતમયકંઠથી તે સાંભળવાની તેની આશા નહોતી.' દીવો સળગતો હતો, પણ તેલની ખોટથી જેવો જોઇએ તેવો બળતો નહોતો. મુમૂર્ષ જીવનના જેવો ઝાંખો બળતો હતો, હોલવાની સ્થિતિમાં હતો તે છતાં હોલાતો નહોતો. શોભનાનું જીવન પણ હોલવવાની તૈયારીમાં હતુ પણ હોલાયું નહિ. શોભના શરમથી આટલીવાર સુધી સ્વામીના મુખ તરફ જોઇ શકી નહિ, આ વખતે જોયું, જેને જે દય રત્નને આખા જન્મમાં પણ જોવાની આશા રાખી નહોતી, તેને વળી શું ખરેખર જોઇ શકીશ? વ્યગ્રભાવથી તેણે સ્વામીની તરફ જોયું. રમેશની તે વિષાદ—ગંભીર છબી જોઇને શોભના વજ્રાહત થઇ, તરત તે આંખ નીચી કરીને પડી, શોભના મૂંગી મૂંગી રોવા લાગી, રમેશ પણ મૂંગા મૂંગો રોવાલાગ્યો.

પળમાં એક નાનો સરખો બનાવ માણસના જીવનને જેવો પરિવર્તિત કરે છે, એવો એક બહુકાળવ્યાપી મહાકાંડથી થઇ શકતું નથી. એ વાસ્તે ઈંગ્લંડના માજી રાજમંત્રી ડિજરાએલિએ કહ્યું છે કે, મનુષ્ય જીવન નાના નાના બનાવની સમષ્ટિ માત્ર છે.

સેંકડો વર્ષના વિપ્લવથી જે ન થાય, તે એક પળના નાના બનાવથી થાય છે. પણ ચોરના અપરાધથી સજાને પ્રાપ્ત ન થવાથી મહાકવિ શેકસપિયરનું નામ કદાચ કોઇ સાંભળી શકત નહિ. બાદશાહ ભીખારી થઇને પોતાનું જીવન ધારણ કરે છે, પ્રિય પુત્ર પુત્ર કન્યાનાં વિયોગ પણ સહન કરી શકે છે, પ્રેમમાં ઘા કરીને પુષ્કળ ભગ્ન હૃદય પણ જીવતા રહે છે, પણ વળી કોઇ વખતે કોઇને એક પળના જરા અનાદરના વાક્યથી કદાચ હૃદયના અંતરનો તાર એકદમ ટુટી જાય છે, જે કોઇ રીતે ફરી સંધાતો નથી, તેનાથી કદાચ જીવનનો કાંટો એકીવારે એવા વિપથમાં જઇ પડે છે કે તે કોઇ રીતે સીધો થતો નથી. વળી તે પાષાણ હૃદય પણ કોઇના એક પ્રમાણે ગર્ભિત હૃદય ભાગ્યના બધી જાતના ઉત્પીડન જીવનના સઘળા પ્રકારના જુલમને ન ગણકારતા ઉડાડી દે છે જે સ્નેહવાળા વાક્યથી એકીવાર પીગળી જાય છે. જે આન્ટનિએ અસીમ દુઃખમાં પણ અપાર વિપત્તિ ત્યાગીને થોડું લશ્કર લઇને કેશિયાસ તથા બ્રુટાસને હરાવ્યો હતો, તે ભીમ પરાક્રમશાળી મહાવીર આન્ટનિજ કિલયાપટ્રાના એક ટપકું આંસુનું જોયાથી વિજય થવાની આગમજ પળ વાર સુધી કાયર પુરુષની પેઠે લઢાઇમાં વિમુખ થઇને શું નાશી ગયો નહોતો? શાથી હૃદયનું શું થાય છે. કિયા કુદરતી નિયમથી તે ચાલે છે, તેનો નિર્ણય કરવો એ કંઇ સહેલું કામ નથી. ન્યુટન ગેલિલિઓએ ઘણો વિચાર કરીને બહારના જગતના નિયમ શોધી કાઢયા છે, પણ મનનો ન્યુટન હજી સુધી ઉત્પન્ન થયો નથી. કયારે જન્મશે તે કોઇ જાણતું નથી; અને તે કોણ જાણે?

આજની સાંઝના નાના બનાવથી શોભનાનો જીવન સ્ત્રોત ફરી ગયો, શોભનાએ સર્વ નવું જોયું, પાણીમાં ડૂબ્યા પછીથી શોભનાનું જેમ જીવન વળી નવું થવાનો આરંભ થયો. રમેશને પહેલાનો પેલો સ્નેહમય સ્વામીજ જોયો, તેમાં પ્રેમના શિવાય તેને બીજું કંઇ જોયું નહિ. કેવીરીતે એક પળને માટે પણુ બીજી રીતનો ધાર્યો હતો તે શોભના પોતે સમજવામાં અશક્ત થઇ.

ધીરે ધીરે તેઓની વાતનો આરંભ થયો, આસ્તે આસ્તે નવા પ્રેમના ભાષણની પેઠે શોભનાએ સ્વામીની ક્ષમા માગી, રમેશની આગળ અથઈતિ સુધી બધું વૃત્તાંત સાંભળીને તેનું હૃદય અનુતાપની પૂર્ણ થયું. એ અનુતાપ હૃદયના એકાંત જગાએની નીકળ્યો, એ મિશ્રિત નહોતો એમાં સદેહ અથવા અવિશ્વાસ કંઇજ નહોતો.

રાત્રિનો પ્રહર થયા, હજી તેઓએ બીજાયલા ... ઘડાં બદલ્યાં નહોતાં, તે શારીરપરજ ... મા

હતાં. એકદમ શોભનાના મન ઘોતિયું તથા પહેરણપર હાથ ૯ ... મ મારૂં મરણ નહિ થયું, જેને ...પર રાખીને તૃપ્તિ થતી નથી, મારે માટે તેને આટલું કષ્ટ, ઉઠો ઉઠો. આટલી રાત્રે મારે માટે હજી ભીંના કપડાં પહેરીને શું દુઃખ ભોગવો છો ? " શોભનાની આંખમાંથી આંસુ પડયાં. રમેશે કહ્યું, " શોભના, આ શું કષ્ટ કહેવાય ! હવે મારા જેવો સુખી આ પૃથ્વીમાં બીજો કોણ છે ? તમારૂં પહેલાનું મન પાછું પામ્યો છું. તમારો અવિશ્વાસ ગયો છે, હવે સેંકડો બીજી વિપતિ આવે, તો શું હું તે કટાક્ષથી ઉડાવી શકાશ નહિ ? " એકદમ રાતની નિસ્તબ્ધતા ભાંગીને તેઓનો તે સુખ વિહ્‌વલ મોહ ભંગ કરીને છેટેથી નિશીથ ગગન ગીત ધ્વનિથી પૂર્ણ થયું. રમેશે માલતી કંઠ ઓળખ્યો. આટલી રાત્રે માલતી ઘર આવી નથી તે એકલી ફરે છે તેથી તે આશ્ચર્ય થયો, અને બોલ્યો, " શોભના, માલતી હજી ઝુંપડીમાં આવી નથી, એકલી ફરે છે ? " આવું બોલ્યા પછી રમેશના મનમાં કંઈ આવ્યું, તેથી જરા હસીને બોલ્યો, શોભના, એનાથી કોણ જાણે વળી મારી કેટલી આતુરતા, કેટલો પ્રેમ દેખશો ? " શોભના શરમાઇને બોલી, " ખરેખર માલતી હજી એકલી ફરે છે, કદાચ સર્વ જોઇ સાંભળીને દુઃખ થયું હશે. તેથી આજ આવવા ઇચ્છતી નહોય. હું માલતીની પાસે મોટા અપરાધમાં અપરાધીછું, હું જાઉંછું. તેને બોલાવી લાઉં, હું જાઉંછું, તેની પાસે રોઇને માફીની પ્રાર્થના કરૂં, મેં હજારો દોષ કર્યા છતાં પણ માલતી કદી પણ ગુસ્સો કરતી નથી, આજ શું હું તેના પગ ધરીશ તો મને માફ કરશે નહિ ?"

રમેશે કહ્યું, "શોભના, બહાર ઘણું અંધારૂં છે, માલતી ક્યાં છે તે કંઇ નક્કી નથી. તમને જવાનું કામ નથી, હુંજ શોધી લાઉંછું."

એકદમ વળી ગાયન થવા માંડયું, સ્પષ્ટ રીતે સંભળાયું, તેઓએ સાંભળ્યું.

*દૂરવિજન વને જાઉં ચાલી હવે હું તો એકલી,
નવ પેસે જે સ્થળ માંહ્ય મનુષ્યનો શ્વાસ કદી.
શોક પૂર્ણ હૃદય લઇ જાઉં એકલડી અનાથ હું;
કોઇ મિત્ર તણી કાંઇ આશ ધરૂં નવ કો દિન હું.
પ્રેમ પ્રતિદાનની કાંઇ આશા હૃદયમાં રહી નહિં,
નવ રહિ સુખ ઇચ્છા કાંઇ, આશા સર્વ લુપ્ત થઇ.
જન્મી સુખમાં થઈ દુખીઆરી, નહિં ચિત્ત ઇર્ષ્યા થઈ,

* શીતાના મહિનાની ચાલ.

અન્યકો રૂ
સાક્ષી રહેજો શશી રવિ
સાક્ષી રહેજો નદી ગિરિ
અતિ કષ્ટ પડે જ્યાં સુ
જો, જો, બોલી હૃદય ... થઈ સુખા ...

ગાયન તેઓના હૃદ... લ સુધી પ્રવેશ કર્યું. વિષાદમય તોપણ સુધાવર્ષી ગગનસ્પર્શી સુરથી ર... ચમકયો, અજાણી રીતે તેનું હૃદય ઘણું ચંચળ થયુ, હૃદયમાં એક જાતની વેદના જણાઇ, ઉઠીને ઝુંપડીનો દરવાજો ઉઘાડયો, તરત હવા આવીને દીવો હોલવાઇ ગયો, ઝુંપડી અંધકારમય થઇ. શોભનાને અંધારામાં ભય લાગતો નહોતો, એકાએક આજે નવા અજાણ્યા ભયથી તે રોઇ પડી. રમેશે એકવાર ફરીને જોયું, શોભનાને ફદી પડવાની વાત યાદ આવ્યાથી તે કંટકિત થઇ પડયો. એકદમ ગાયન ગાવું બંધ પડયું, તે અંધારી રાત્રિની નિસ્તબ્ધતા વળી મુહુર્તકાલને માટે સંપૂર્ણ રીતે પોતાનું આધિપત્ય વિસ્તાર્યું, રમેશના હૃદયે એક જાતનો સ્થિર વિષાદનો ભાવ આવીને આધિપત્ય કર્યો. રમેશ દોડીને વ્યાકુલ ભાવથી તે અંધકાર ભેદીને ઝુંપડીમાંથી નીકળ્યો. કેમ તેનું મન ભારવાળું થયું તે પોતે જાણી શક્યો નહિ.

ચોતરફ અંધકાર; ચારે બાજુએ પ્રશાન્ત ... અને નિસ્તબ્ધ છે. આકાશમાં સેંકડો તારા ઝળક... લા છે, તોપણ આકાશમાં અંધકાર છે, પાંદડે પ... અસંખ્ય આગીઆ બળે છે, તોપણ પૃ... અંધકારમય છે. તે અંધરા નિસ્તબ્ધ મેદાનમ... ચાલતો ચાલતો એક અસાધારણ ડરથી રમેશ ચ... ઉઠયો. તેનું હૃદય સ્તંભિત થયું, નસોમાં લોહીનો વાહ જાણે બંધ થઈ ગયો હોય તેમ ચલતશક્તિની જતી રહી. પરન્તુ એકાએક આ શું? મે... ભીષણ નિસ્તબ્ધતા પળને માટે શાના શબ્દથી ... ગાવે ભંગ કર્યો ! હવે તો સંભળાતોએ નથી; નદીની અંદર કંઈ કઠણ વસ્તુ પડવાનો શું આ અવાજછે?

વળી પેલી સાંઝનો ભયાનક બનાવ રમેશના મનમાં તાજો થયો, રમેશે મનશ્ચક્ષુથી તે જોયું, તેથી ... મેશના શરીર ઉપર રૂવાટાં ઉભાં થયાં. રમેશના ... જીવ પ્રાણમાં પ્રાણ આવ્યો, લોહીનો વેગ વહે... લાગ્યો, દેહમાં ફરી બળ આવ્યું, રમેશ આતુરતા... માલતી માલતી કરીને મોટેથી બુમો પાડતો પાડ... નદી કિનારે દોડયો. જોયું તો નદીમાં તરંગ ન... તેમાં તેના હૃદયના અસાધારણ ભાવ પ્રકાશક ... ભાવ નથી, હળવે હળવે નિઃશબ્દ સુખમયી

...વુ-માલ...
...ની પેઠે મ ...ી માલતા
...નદી તરફનું મેદાન, આ-
...ી પ્રતિધ્વનિત થયાં પણ
. ૫... ...ો જવાબ આપ્યો નહિ.

...ા.

## પ્રેમવિડમ્બના.

*ગયું સ્વપ્નું ઊડી મધુર સુખનું, આજ સહસા!
ગયો સ્વર્ગે દોડી, સ્વજન સહુ મૂકયાં રઝળતાં;
કિધું શું આ રૂડું, પ્રિયસુહૃદ ! ત્હેં અલ્પવયમાં ?
દયા કાં આવી [ના સહજમૃદુ ત્હારા હૃદયમાં ? ૧

ન દીઠો શું કાંઈ રસ, જગતનાં ત્હેં સુખવિશે?
તજી સર્વે ચાલ્યો, અચલસુખ લેવા પ્રભુપદે?
ભલે તુ નિત્યે રહે અનુપમસુખે દિવ્ય સ્થળમાં !
વહ્યા જાયે આંહી સુહૃદસ્વજનો અશ્રુજળમાં. ૨.

વશી ઉચ્ચસ્થાને, નિરખિ ડુબતી દુઃખજળમાં
લિધી જાયાને ત્હેં ઉચકિ સદયે સ્નેહબળમાં;
લઈ અંકે બેઠી પ્રિયયુગલને, દિવ્યજનની
શમાવે શોકાગ્નિ, વિરહિતતણો, શાન્તિજળથી. ૩

હવે ના દેખાશે નયનયુગ એ શાન્ત મધુરૂ,
ના આંહી એ કલમૃદુસ્વરો કોદિન સુણું,
ના દેખું એ પ્રિયકર સુમૂર્તિ અહિં કદી,
...ી એ [1]એકાન્તે નકિજ સહુના દૃષ્ટિપથથી. ૪

...યો ના ગર્વિષ્ઠ પ્રચુર ધનસંપત્તિ મળવે,
...દાચારી નિત્યે ગભીર બનિયો યૌવનાઝતે,
...ર્યું ના ત્હેં ધૈર્ય સ્વજન તજિ જાતાં જગતથી,
...યો અન્તે ચાલી પ્રભુ સમીપમાં શાન્ત મનથી. ૫

સુજ્ઞે માન્યો સુખકર ગણી પ્રેમ ! તુજને,
...ત હું જાણું દુખકર ખરે આજ તુજને;
ઉમંગે આવી તું પ્રિયજનસમીપે સુખકરે,
દયાહીણો તુંતો, પ્રિયવિરહથી પીડ અતિદે. ૬

પ્રભાવે પ્રીતિના, પ્રિયસુહૃદસંગે સુખી થયો,
પ્રભાવે પ્રીતિના, પ્રિય સુહૃદ નાદેખિ દુખિયો,
ઠગંતો આરીતે, નકિ શઠ તુંતો પ્રેમ! નિવડ્યો,
નહિં કો દિ ત્હારો, હૃદયમહિં, વિશ્વાસ ધરવો. ૭

રહે પ્રેમસ્રોતો નિરમળ સહુ, દિવ્ય સ્થળથી,
વશીને આ સ્થાને મલિન કદિ થાયે મનુષથી;
...મેલો સ્વાર્થાંશે જગતમહિં જે પ્રેમ ભરિયો,
...હિં તો શા અર્થે, પ્રિયમરણનો શોક કરવો ? ૮

---

* શિખરિણી વૃત્ત. ૧ એકીવારે, હમેશ માટે.

...ચપદ અહી નિત્યજ રહે
...પસુખ એતો અનુભવે;
અભિન્ન ... અનુભવું જગતમાં પણ વશી
ધરૂં ઇચ્છા એવ., નવ ધરૂં બિજી આશાજ કશી. ૯

સુખી થાવા, મિથ્યા મનુષપ્રીતિ શોધું શું મૂઢ હું
નહિં કોને અર્પું અહિં પ્રીતિ હવે, નિશ્ચય કરૂં;
ખરૂં પ્રેમ સ્થાન પ્રભુપદ, નહિં કો મનુજ છે,
સ્વીકારી લે તું આ હૃદયમુજ અર્પું પ્રભુ! ત્હને. ૧૦

તા. ૯-૮-૯૫. **કુવલય.**

---

## મત્સ્યગન્ધા અને શાન્તનુ.

[1]"સન્ધ્યારંગિત સરિતાઉર સ્વચ્છન્દમાં
નાચી રમતી લહરી છું હું વિલાસિની રે લોલ;
રમતી નાચતી કાલ્યે સિન્ધુતરંગમાં
ગુંથાઈ સહુ શ ગાતી શુચિહાસિનીરે લોલ. ૧

વિશાલ વ્યોમજળે તરતી આનંદમાં
મુગ્ધ કપોતી છું હું ઉચ્ચવિહારિણી રે લોલ;
ચિન્તા નવ ધરૂં જરીએ-શું લાગુ અન્યમાં
શિકારી કો મુજને કરશે ક્ષતધારિણીરે લોલ. ૨

લીલાં વનમાં મનમાં આવે તેમ હું
દોડી રમતી મૃગલી છું જ મનોહરી રે લોલ;
સ્વચ્છન્દ વિહારરતા કદિ એ કેમ હૂં,
પારધિના પાશ વિશે પડું મુદહૃદે ધરીરે લોલ?" ૩

[2]ગીત ગાતી મીઠું મુગ્ધા સુન્દરી માછીની સુતા,
નચાવી નાવડું આવે એકલી એહ કન્યકા. ૪

[3]કો કોકિલા વનવને ઉડતી જ હર્ષે
માધુર્ય કંઠ મહિંથી અવિરામ વર્ષે;
હેવો ભર્યો મધુર આ રવ આમ રેલે,
માધુર્ય આ સરિતના જળમાંહિ રેડે. ૫

સંધ્યાનું તેજ સરિતાજળમાં પુરાયું,
ચંદાનું તે ઉપર કાંઈ ઝીણું છવાયું;—
એ તેજસંગમ વિશે રવ એહ તર્તો;—
ને તીર કુંજ છુપી શાન્તનુ પાન કર્તો. ૬

[4]કુદતું નાચતું નાવડું આવતું,
અતિ મનોહર સુંદરી લાવતું,
અનુપ ગીતસુધા વરસાવતું,
નૃપતિ શાન્તનુને લલચાવતું. ૭

---

૧ ગરબી. ( આસો માશો શરદપુન્યમનો ચાંદલો, કાગળિયા લખત.રે ચંદન ચોકમાંરે લોલ એ ચાલ. )
૨ અનુષ્ટુપ્. ૩ વસતતિલકા. ૪ દ્રુતવિલંબિત.

⁵નાવડું તટને સ્પર્શ્યું; સ
રાજા પાસે ધશી આવ્યો;–ડુ
લજ્જાએ રંગ પૂરીને ગુલાબી
સન્ધ્યાના મુખની શોભા ... ક્ષણવારમાં. ૯
નદી પાર જવા કેરી રાજાની પ્રાર્થના તહિં
કર્તવ્યવશ એ બાલા તુચ્છકારી સકી નહિં. ૧૦
જાતાં મધ્ય નદી રાજા હલેસું કરમાં ગ્રહે,
થોભાવી નાવડું વાતો અંતઃકરણની કહે. ૧૧

⁶કુરંગી ઓ મીઠી ! હૃદયવન લીલું મુજ ઘણું,
વહે છે આને ત્યહાં ઉછળી મધુરૂં પ્રેમ ઝરણું;
ફરી સ્વચ્છન્દે એ વનમહિં મૃગી! તું વિહર્યને!
મહિં એ નાચંતા ઝરણતણું તુ પાન કર્યને ! ૧૨
કપોતી ! આકાશે ઉડતી મનમાની તુ ભમતી,
પરંતુ ત્યહાં ગાજ્યો ધન કદિ, અને વીજ ચમકી,
ખરે તે વેળા તું થરથરી જઈ દીન બનશે;
ભલે તો તું ગાતી મુજ હૃદયકુંજે સ્થિર વસે. ૧૩
રમન્તી સ્વચ્છન્દા સરિત લહરી ઓ મધુરી તુ!
અરે શાને કાલ્યે જલનિધિતરંગે ભળી જતું ?
અહિં આવ્યો પોતે કુદી ઉદધિમોજો તુજ કને,
ભળી જાને આજે, સ્વરૂપ ઝટ એ એકજ બને."૧૪
⁷મુગ્ધા મૂઢ બની ઉભી અબોલા ક્ષણવાર એ;
ક્યહાં? કોણ ?શું? આ બોલે,–જાણે નહિં લગાર એ.૧૫

⁸નીચું નિહાળતી રહી જળમાંહિં બાલા;
શું એ ગણુતી તરતા પ્રતિબિમ્બ તારા ?
આકાશ, તીર, તરુવૃન્દ જ આસપાસે,
મુગ્ધાની આંખ્ય સમીપે તરતાંજ ભાસે. ૧૬

⁹દૃષ્ટિયે દૃષ્ટિ ના જોડે, મુગ્ધા નિશ્ચલ જો! ઉભી;
પોતે નાહિં જુવે હેવા વિચારોદધિમાં ડુબી. ૧૭
સ્થિતિ આ નિરખી રાજા અર્ધમીલિત લોચને.
મધુરું મધુરું જોતો સુન્દરીવદને હવે. ૧૮

¹⁰"અલિ અપૂર્વ મનોહર સુન્દરી !
હૃદયની કહું વાત ત્હને ખરી;
હૃદય આ ઉછળી ઉછળી દમે,
તુજ કૃપા વિણુ એહ નહિં શમે. ૧૯
અણુગણ્યા નભતારક આ બધા,
વળી સનાતન વ્યોમ ઉદાર આ,
સ્થિર ઉંડા મુજ પ્રેમની સાક્ષી દે;—
સુખનું પાન હવે મધુરાક્ષિ ! દે ૨૦
અલિ ! તુ જો, મુજ પ્રાર્થનને પુરૂં;

૫ અનુષ્ટુપ્. ૬ શિખરિણી. ૭ અનુષ્ટુપ્.
૮ વસંતતિલકા. ૯ અનુષ્ટુપ્. ૧૦ દ્રુતવિલંબિત.



¹¹પીકી ઉ
આવે ૮...
હેવી મનોજ્ઞ લહરી સ્મિતની ઝીણી
મુગ્ધા તણા વદનમાં ઉગી જો ! નવીની. ૨
મીંચ્યાં કંઈ કંઈ ખોલ્યાં નયને અતન્દ્ર
મુગ્ધા જુવે જળવિશે તરતો જ ચન્દ્ર;
ને દર્શનો વિવિધ જાગૃત સ્વપ્નકેરાં
દીઠાં તરંત જળમાં કંઇ ચીતરેલાં. ૨૩
¹²પાસે પાસે જતો રાજા, સ્પર્શિયો સ્પર્શિયો નહિં;
બોલી બોલ ન મુગ્ધા એ, સ્વસ્થાને જ ઉભી રહી. ૨૪
લજ્જારેખા કપોલે જો મધુરી મધુરી પડે;
એજ સંમતિ માનીને નૃપ સુન્દરીને અડે. ૨૫

¹³હૃદય સુન્દરીનું ધબકી રહ્યું,
ઉછળી લોહિ રગે રગમાં વહ્યું
અનુભવી જ નવી સ્થિતિ સાંપ્રત
જહિં કુતૂહલ હર્ષ વળી વસે;
વિકસી રોમ રહ્યું મૃદુ ગાલમાં,
અધર કાંઈ સમીપજ આવતાં;
સ્મિત મનોહર સુન્દરિયે કર્યું;—
નૃપતિ શાન્તનુનું ચિતડું કર્યું.

**નરસિંહરાવ ભોળાનાથ**

## કોયલ.

(ચોપાઇ.)

કોયલડી તું ક્યહાં સંતાય ?
મીઠાં ગીતડાં ગાતી જાય.
શોક થકી તું દીસે દૂર,
નિત્ય રમે હર્ષતણે પૂર.
મીઠો સ્વર તુજ અનુપમ દિસે,
હું નવ જાણું તું ક્યહાં વસે;
ક્યહાંથી શીખી અદ્ભુત ગાન ?
ખરે સ્વર્ગ છે હેનું સ્થાન.
કુહૂ કુહૂ કરી વારંવાર,
અમી વરસતો તુજ ઉચ્ચાર;
શિખવે મુજને ગાન રસાળ,
આપું આંબા મોરનિ માળ.

**નરસિંહરાવ ભોળા**

૧૧ વસંતતિલકા. ૧૨ અનુષ્ટુપ્ ૧૩ [illegible]
બિત.

તે સ્કુલમાં
ો એક મ-
રહેતા હતા, ... એક ઠેકાણે ખાતા હતા,
સારૂં ખાવાનું ટેબલ પર આવતું હતું. બધા
રાઓ સારૂં સારૂં ખાતા હતા, પણ એક છોકરો
ફક્ત સુપ એટલે સેરવો અને રોટલી ખાઇને ઉઠી
જતો હતો, આવી રીતે દરરોજ કર્યાથી ત્યાંના માણસોના જાણવામાં આવ્યું કે એક છોકરો ફક્ત રોટલી અને સુપ ખાય છે. તે વાત ત્યાંના ઉપરીના જાણવામાં આવી તેથી તેને બોલાવીને કહ્યું કે "તારે પુષ્ટીકારક ખોરાક ખાવો જોઇએ. અહિંના નિયમ પ્રમાણે તારે ખાવું જોઇએ, હવેથી તુ નિયમ તોડીશ ના." એવું કહીને તેને જવાની રજા આપી. બી
પણ પેલો છોકરો સેરવો અને રોટલી ખા-
ા ખબર ઉપરીને થઇ. તેથી તેને બો-
કે "મેં તને હુકમ આપ્યો હતો તે છ-
મ ખાતો નથી, જો તું મારો હુકમ નહિ
તો તેજ સજા થશે." આ સાંભળીને છોક-
કહ્યું કે. "મારા માબાપ અને બહેનો ફક્ત રોટલી
પને મારે તળવળે છે, તે યાદ આવ્યાથી
ખાતું નથી, મારા બાપની વૃદ્ધાવસ્થાને લી
. કામ ધંધો સારો થતો નથી. તે આગ-
ોમાં નોકરી હતો, તેને પેનસન પણ મળતું
ીજે મુશ્કેલીથી કંઇક કમાય છે અને તે-
ડધું પેટ ભરાય છે. હું પેહેલાં જે ખાતો
ના કરતાં હમણાં હું કંઇક સારૂં ખાવું છું.
મળે તો હું પોતાના ભાગ્યશાળી સમજું
મારાં માબાપ બહેનોની દશા યાદ આવ્યા
ી શકતો નથી." આ સાંભળીને ડયુક આફ
ઘણોજ ખુશી થયો અને તરત તેણે કહ્યું,
રા બાપને પેનસન મળે તેને માટે હું લખી-
ને આ ત્રણ સોના મોહર તારા ઉપયોગમાં
એવું કહીને તેણે ત્રણ મોહર કાઢી આપી.
ા છોકરાએ કહ્યું કે, "સાહેબ મને મોહરની
થી, મારા બાપને મોકલશો તો તેને ઘણા
લાગશે, એવું કહીને તે મોહર પાછી આપી,
ે પેલા ઉપરીએ મોહર તેના બાપ ઉપર
અને પેનસનને માટે લખ્યું તે મંજુર થયું;
ા બાપ ખુશીમાં રહેવા લાગ્યો.

---



## ...રા ફેંકેલા પથરો તમા-
## ...ને જખમી કરશે તેથી
## વચેત રહો.

એક દિવસ યુરોપના કોઇ એક ગામમાં કેટલાક છોકરાઓ ...ને તાકીને પથ્થરા ફેંકતા હતા. જેમ કે આપણા દેશના ખરાબ છોકરાઓ પક્ષીને મારવા માટે પથ્થર ઉગામે છે તેવી રીતે કાંકરાં ફેંકતાં હતા. એટલામાં ત્યાં એક ગૃહસ્થ આવી પહોંચ્યો તેણે છોકરાને પથ્થરા ફેંકતા જોઇને કહ્યું, છોકરાઓ! તમારા ફેંકેલા પથ્થરો પાછા ઉછળીને આખી ઉમ્મર સુધી તમારા અંતઃકરણને જખમી કરશે તેથી સાવચેત રહો." આ બોલવું સાંભળીને તેમાંના એક છોકરાએ પૂછ્યું કે તે વળી કેમ ઉછળીને અમને લાગે અમે તો ઝાડ ઉપર પથ્થરાઓ ફેંકીએ છીએ. પથ્થરા ઉછળતા નથી, ફક્ત દડોજ ઉછળે છે. આ સાંભળીને પેલા ગ્રહસ્થે કહ્યું, "હા, તે ઉછળે છે તે હું કહું છું. મને નાનપણમાં તમારી પેઠે પક્ષીઓને મારવાની ટેવ પડી હતી, એક દિવસે મેં એક પક્ષીને માર્યું તેથી પક્ષી જમીન ઉપર પડી ગયું, એટલામાં તેની માંદા ત્યાં આવીને ઘણો કલકલાટ કર્યો. તે કલકલાટ હજી સુધી મારા હૃદયમાંથી ગયો નથી, તેણે મને ઘણો જખમી કર્યો છે તેથીજ કહું છું કે તમે તેમ કરતા ના." ત્યાર પછી છોકરાઓએ તે ટેવ છોડી.

---